શ્રી

ૐ તત્સત્ પરમાત્મને નમઃ

# મનબોધક જ્ઞાનમાળા

તથા

## જ્યોતિષ વિચાર.


રચી પ્રગટ કર્તા

કવિ હંસરાજ ગજાભાઇ ઉર્ફે જીવાભાઇ ચારણ

નિવાસ વાલવોડ. તાબે વડોદરા.



સને ૧૯૧૮. સંવત ૧૯૭૪.

પ્રથમાવૃત્તિ પ્રત ૨૫૦.

મુલ્ય. ૦—૮—૦.

શ્રી "બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ"–બોરસદમાં પટેલ મનોરભાઇ ધુળાભાઇએ પ્રગટ કર્તાને માટે છાપ્યું.

# શાસ્ત્રીજી શ્રી પુરૂષોત્તમભાઇની ઉપકાર બદલની પ્રશંસા.



### મંનહર.

મોજના મેરાણ અને બુદ્ધિના અગાર મહા;
વૈદકમાં ધન્વંતરિ તણો અવતાર છે.
શાસ્ત્રને વિચારવામાં વેદ વ્યાસ જેવા સુજ્ઞ;
સંતોષીને સત્યવંત અમીત ઉદાર છે.
મગનલાલ તણા સુત બ્રાહ્મણોમાં મણી રૂપ;
પૂરણ પવિત્ર સદા નીજ કુળ તાર છે.
દર્દીઓને દોરી રૂપ પુરૂષોત્તમભાઇ દેખ્યા;
કવિ હંસરાજ તણા અવલ આધાર છે. ૧

### દોહા.

વૈદ દયાળુ વિશ્વમાં, પૂરણ પુરૂષોત્તમ;
ઔષધ સૂર્ય કિરણ થકી, ટાળે રોગજ તમ. ૨

મળે સદ્ય જો મગન સુત, કષ્ટ રોગ દે કાપી;
પ્રેમ થકી પુરૂષોત્તમ, સ્થીર આયુષ દે થાપી. ૩



શ્રી

ૐ તત્સત્ પરમાત્મને નમઃ

# મનબોધક જ્ઞાનમાળા

તથા

## જ્યોતિષ વિચાર.

રચી પ્રગટ કર્તા

કવિ હંસરાજ ગજાભાઇ ઉર્ફે જીવાભાઈ ચારણ

નિવાસ વાલવોડ. તાબે વડોદરા.

સને ૧૯૧૮. સંવત ૧૯૭૪.

પ્રથમાવૃત્તિ પ્રત ૨૫૦.

મુલ્ય. ૦—૮—૦.

શ્રી "બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ"—બોરસદમાં પટેલ
મનોરભાઇ ફુલાભાઇએ પ્રગટ કર્તાને માટે છાપ્યું.

શ્રી ૧.

# હરિ ૐ તત્સત્ પરમાત્મને નમઃ

---

## મહાદેવ સ્તુતિ મંગલાચરણ દોહા.

દીનદયાળ વિશાળદતા, વિશ્વપાલ વર ધંળ;
ભસ્મ મળી વિધુ ભાલહે, હાલ સો કરન નિહાલ. ૧
કરતા હરતા જગતકો, ધરતા શિર જળ ધાર;
ડરતા ફરતા જન્મ દુઃખ, ભરતા જસ ભંડાર. ૨
અજન્ન જગન ત્રિપુરઅરિ, તરન નમો જન તાર;
હરન ભીર ભવ ધરન હર, અશરન શરન ઉદાર. ૩

---

## ભુજંગ પ્રયાત છંદ.

ઉદારં દતારં અપારં અનામી. સકારં નિરાકાર હો સુર સ્વામી;
ગુણાગાર વિસ્તાર નાગાર ગાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધી દાતા. ૧
પ્રચંડં અખંડં શિરે ગંગ પાથં, હરં દંડ ડિમંડહે સૂલ હાથં;
વિખંડ મિરંડં સદા દૈત્ય ઘાતા દયાધિશ ઇશં નમો સિદ્ધી દાતા. ૨
શ્રમં અંગ ભૂજંગકી માલ ભ્રાજે, રજે ગૌર રંગં શિવાં સંગ રાજે.
પ્રભા ભસ્મ અંગં અનંગં નિપાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૩
પિયા ઝેર પ્યાલા ગલે મૂંડમાલા ભજે ચંદ્રભાલા લસે ગોદ લાલા.
છયે સીંહ છાલા ત્રિહુ લોક ગાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૪
ડહુ ડેરૂ ડાકં હુવે ભૈરૂ હાકં, દિયે પુષ્પ આકં ધતૂરં દિપાકં;
ધરા નાક ધાકં રખે કાલ ધાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૫
સજી નંદી સ્વારી અનંદી અપારી. અલં આહુરારિ નમો મદનારી
શુભં સુખકારી પુરારિ સુદાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૬
જપં જોગની ભોગની સેન જોપે, અતિભૂત પ્રેતં ત્રાપ કેતુ ઓપે;

રહે શાકિનિ ડાકિની રકત રાતા દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૭
શિવાનાથ ઇશાન સમશાન થાનં, ધરે જ્ઞાન વિજ્ઞાનસેં સુર ધ્યાનં;
જપે જ્ઞાન ભાનં ત્રિતે પંથ જાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૮
તરં તારન અમરં શિરતાજં, રટે શંકરં શંકરં હંસરાજં
સમ્રાર્થ સનાથં કરો સુખ શાતા દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૯
અજં વિરજં હેઃ અરૂપં અનૂપં, ભજે હંસધ્વજં સુર ભુપ ભુપં;
વરં વેદ રૂપં સ્વરૂપં વિધાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધદાતા ૧૦
અકાલં અબાધં અગાધં અભીત, અનીહં નિરીહં અજીતં અતીતં;
ગિરીશં ગૌરિશં ત્રહુ કાલ જ્ઞાતા દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૧૧
અભેદ અછેદં અકામં અજાતં. ઉમેદં નખેદં ઉપાતં ખપાતં;
ભનંતં સુસંતં અનંત નિભાતા, દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા ૧૨
પરેશં સુરેશં પ્રગલ્ભ પ્રતાપી, અગુણં સગુણં મહેશં અમાપી;
ત્રિભંગી ઉમંગી જગં માત તાતા. દયાધિશ ઇશં નમે સિદ્ધીદાતા ૧૩
ચરં અચરમે ચીદાકાસ વસં. દુગી ભેકરં હે હરં દી દાસં;
પુષ્પે પુરંજે કર પ્રખીયાતા, દયાધીશ ઇશં નમો સિદ્ધીદાતા ૧૪
નરં નાથ અનાથ કે વિશ્વનાથ, પદે હંસ ગાથં ભજે મંતપાથં;
દીજે માથ હાથં દયા સાથ દાતા દયાધિશ ઇશં નમો સિદ્ધીદાતા. ૧૫

---

છપ્પય

દયાધિશ મહાદેવ, સદા સેવક સુખકારી;
ભવ ભય હરન ભવેશ, ત્રહુ નેત્રક ત્રિપુરારિ.
કંપત દીલમેં કાલ, કાન સુનત કૈલાસી;
ભાવે ભજન જો ભકત, દેત સિદ્ધી કરિ દાસી
પરશિદ્ધ પશુપતિ મુક્તીપ્રદ, કામદ સદા અકામહો;
ૐકાર રૂપ હંસરાજ ઇશ. નિત પ્રતિ મોર નમામહો ૧

---

## સર્વ દેવની સ્તુતિ દોહા.

શંભુ સુવન ઉર સેઇકે, આનીકો બરદાય;
કરોં વિનય સુર સલકકો, પઢતેં પાપ પલાય. ૧
નાગ દેવ દનુ નરનમેં, નામાંકિત જે નામ;
શાસ્ત્ર વેદ સિંધુ સરિત, તીરથ વ્રત તમામ. ૨
કોરદ વદન લંબોદર, ધવલ બુદ્ધિ કે ધામ;
સુર અગ્રતિહી સમુઝિકે, પરથમ કરોં પ્રણામ. ૩

---

### છંદ ભુજંગ પ્રયાત.

ગણુંનાથ રીદ્ધિ સિદ્ધિ શેષ ગીરા,
ધનેશં દિનેશં જલાધિપ ધીરા;
સુરેશં મહેશં બ્રહ્મા વિષ્નુ સ્વામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧
ત્રહુ ગુણુ સંધ્યા શુભંશ્લોક તીનં,
ચહું વેદ જુગં તિથી પંદ્રચીનં;
પુરી અષ્ટ સુરં વસે પુન્ય પામી,
નમામી સબે વકોં શિર નામી. ૨
જખ્યં કિન્નરં ચારનં દેવ જાતિ,
ગણું ગંધ્રવં દાનવં પિત્ર ગ્યાતિ;
સિદ્ધં સાધકં ભુત પ્રેતં સકામી;
નમામી સબે દેવકોં શિર નામી. ૩
જલં તેજ વાયુ પૃથી વ્યોમ જાનો,
મુનિ સાગરં સાત દીપં પ્રમાનો;
અકે કુળ પાઠં રચે અંત્રજામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૪

નવે લાખ તારા ચંડિ નવ લાખં,
ભયે નાગકુળં નવે નાથં ભાખં;
નવે ખંડ ગ્રહં નખત્રેશ નામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૫

અકે હોય દિગં દસં અવતારં,
અખાં શાસ્ત્ર ખટે પુરાનં અઢારં;
અસી આઠ હજાર ૠષિ અકામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૬

શકં ગોરખં શામ સૌમિત્ર સંતં,
વિશાલં ગરૂડં હનુ બલવંતં;
ખટે સોઈ જતી નહી લેશ ખામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૭

સતી દ્રૌપતી રાંદલં તેમ સીતા,
પ્રથા ઉર્મીયા સાવિત્રી સોપુનીતા;
ગહાં લંકરાણી તારા ગુણ ગ્રામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૮

અનંસોય વૃંદા રમા ઈંદ્રિરાણી,
પુરા આઠ વસુ ધરા દંડ પાણી;
વિષ્નુ ચૌદ રૂપં રતં એકનામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૯

રૂદ્ર એક દસં દસં હોય રાસી,
પશુપત્ય આદિત્ય બારે પ્રકાસી;
જલં ધાર બારં જગં જીવ જામી;
નમામી સબે દેવકોં શિર નામી. ૧૦

નવેસો નવાણું નદી શ્વેત નીરા,
ગિરા ગંગ રેવા સરજુ ગંભીરા;
મહી કાલંદ્રી ગોમતી ધર્મ ધામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧૧

તવાં કાવેરી સાબર સિંધુ તાપી,
કટે પાપ ગોદાવરી દુર કાપી;
જપં મંત્ર ગાયંત્રી ગીતા જપામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧૨

અડે સાઠ તીર્થ ચહું ધામ ઓપે,
જગન્નાથ રામેશ્વરં બદ્રી જોપે;
દ્વારાવિશ્વ કુંડી નકો ઓરદામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧૩

મથુરા અયોધ્યા બનારસ માયા,
દીપે કાંચી ઉજ્જેની સો મોક્ષદાયા;
થરૂ મુક્તિ થાવે રહે તેહ ઠામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧૪

રવં રાવ હીંગોળ ચો જુગરાયા,
મહા આવડં દેવલં મોહ માયા;
ગુણું નાગલં ખોડલં કે ગુણામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧૫

રવેચી ગઢેચી નમો ચાળરાઇ,
ખડો બેચરા કરની જૈતબાઇ;
જરૂ ચારણાં કુળ નૌ લાખ જામી,
નમામી સબે દેવકોં શિર નામી ૧૬

કહુ ચામુંડા છપનં રૂપ કોડી,
જયો ચોસઠં જોગણી હાથ જોડી;
વીરાં પીર પેકંબરં દુઃખ વામી,
નમામી સબે દેવકોં શિરનામી. ૧૭
વરં ખેતલં ભૈરવં વિખીયાતા,
ત્રયં ત્રીસ કોટી સુર ઈશ ત્રાતા;
અસીચાર સિદ્ધં સદા ઉપરામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૧૮
ચતુવર્ણું તીર્થં કરં વીસ ચારં,
અરૂ ઓલીયા એક લાખં ઉદારં;
અસી સહસ્ત્ર તેહિ પરે ઇસલામી.
નમામી સબે દેવકોં શિર નામી. ૧૯
ધ્રમંરાજ ધ્રુવં મનુ માનધાતા,
બલી ભાગીરથં પ્રથુ જ્ઞાન ત્રાતા;
વિદેહં પ્રેલાદં ગંગેવં વિરમી,
નમામી સબે દેવકોં શિર નામી ૨૦
ચહુવાણુ ગોગં રઘુ ગોપીચંદં,
ચક્રવંત અજેપાળં હરિચંદ્ર;
નૃપં ભર્ત ભર્તુહરિ નિઃસકામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૨૧
દતારં ઝુઝારં વિઘા જ્ઞાન દાની,
વનં બાર જતી અઢારં બખાની;
સરં માન મેરૂ સધાં વિસરામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૨૨
જલં વ્યોમ વાસી થલં જીવ જીતે,

પંખી પેચ રંકો હૅસરાજ પ્રીતે;
નિખીલં પ્રભુરૂપ જાણી નમામી,
નમામી સબે દેવકોં શિરનામી. ૨૩
મટે મૂઠ ચોટં ત્રહુ તાપ મેટે,
ભયં ભૂત પ્રેતં નહી તાસ ભેટે;
છટે સાકની ડાકિનિ જે હરામી;
નમામી સબે દેવકોં શિર નામી. ૨૪
જ્વરં જંગમં થાવરં વિષ જાવે,
ગધ્યં સર્વે નાસે સંતં બેર ગાવે;
પુરં સુખ પાવે નવે નિદ્ધ પામી,
નમામી સબે દેવકોં શિર નામી. ૨૫

છપ્પય.

નમો દેવ નર નાગ, નમો દેવી સુખદાયક;
નમો વિધી શિવ વિષ્નુ, નમો ગનપતિ સુર નાયક;
નમો વીર વૈંતાલ, નમો મતુ ચામુંડા;
નમો સતિ જતિ શુર, નમો વિદ દિગ બ્રહમંડા;
શિવ રૂપ નમો ચર અચર સબ, અખિલ અભય પદ આપીયે;
કવિ હંસ કહે કર જોરિકે, કષ્ટ સકલ સદ્ કાપીયે. ૧

## ઇશ્વર ભજન વિના સંસારમાં બીજું સર્વ જુઠું છે તે વિષે.

દોહ.

સાજ અતિચહ સોહતા. મહા જગતમેં માન;
પૂરન હોય પરાક્રમી, વિદ્યા તેજ વિધાન ૧

હતાવીર અંગ દીપતી, બંકા ભડ બલવાન;
ઇશ ભજન બિન સરવયે, જાુઠો ખેલ સુનન. ૨

## છંદ ભુજંગ પ્રયાત.

બડા બલવંતં જગં બીચ બંકા,
સદા શૂર ધીરં ધરે દિલ શંકા;
ગજે સીંહ નાદં ધરા વ્યોમ ગાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે. ૧

જીતે સર્વ શત્રુનકો ખેત ઝુઝે,
પડી શર્ણ શત્રુ સદા પાત્ર પુજે;
છત્રં ક્ષિત હુકો વરં શિર છાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે. ૨

નતા તેજ દારં અપારં તુખારં,
ફરી એક ઝુલ્લે હજારં કતારં;
સજે તાહિ અંબાડીયાં હેમ સાજે,
બિના ઇશ જાપ સબે જૂઠ બ્રાજે. ૩

અતિ મ્હેલ ઉંચા સતં થાન ઓપે,
જમાં જયોત સ્થંભં સદા રત્ન જોપે;
જુગં જુગ રબ્હે તહાં હર્ષ ઝાઝે,
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે. ૪

નખત્રેશ મૂખી મીલે મુગ્ધ નારી,
કરે હાવ ભાવં પતિ સુખકારી;
લખી જાસ આભા રતી રૂપ લાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે. ૫

અલંકાર સોહ્યં દિપે શુભ અંગે,
રમે રાત દિનં જુહિ સાથ રંગે;
ત્રિયા શ્વેત તલ્પં સજે પુષ્પ તાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બાજે. ૬

કરે ઠાઠ ક્યારીયં શોખકારી,
નટારંભ થાવે નચે વાર નારી;
રચે રાગ છત્રિશ આનંદ રાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બાજે. ૭

વિદ્યા ચત્રદસં શિખે વેદ ચારં,
અલં શાસ્ત્રવેતા પૂરાનં અઢારં;
મહામાન પાવે પંડિતા સમાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બાજે. ૮

ભરે હેમ રત્નં મણી કોશ ભારી,
પના નિલમં પદ્મ રાગં અપારી;
મરં ખટ્ટ પંચાસપેં ભેરિ વાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બાજે. ૯

જનમ્ શ્રેષ્ટ યાનં સબી બાંત જાને,
પઢે વાક્ય જેહિ સભામેં પ્રમાને;
કલાવંત હોયે સદા રાજ કાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બાજે. ૧૦

પિતા માત ભ્રાતં રખે પુર્ણ પ્રીતી,
બજે ભૂજ બારં ફરે દૂર બીતી;
બસો દીપ રૂપં કુળં બીય ભ્રાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બાજે. ૧૧

વપુ રૂપવંતં અતી ગુણ વાનં,
હતા કીર્તિ કાજં દિયે બોહદાનં;
બડિ દેશ બિદેશમેં ખ્યાત આજે,
બિના ઇશ જાપં સબે જૂઠ આજે. ૧૨
રસં સ્વાદ લેવે દિલં ખુશ રાખે,
ચહુ ભાંતિકે ભોજનં નિત્ય ચાખે;
પુરા ભોગ ભોગે પુરવ પુન્ય પાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ આજે. ૧૩
કરે ગાન ગોષ્ટિ જગં જૂઠ કેવે;
ફુના દક્ષ હોકે શિખં ઔર દેવે,
તરે નાહિ તોઉ બિના મોક્ષ ત્યાજે;
બિના ઇશ જાપં સબે જૂઠ આજે. ૧૪

ધરા ધન્ય પાવે બને ધન્યવાનં,
ગણં વીપ્ર તેડે વરં ગુણવાનં;
યજ્ઞં હોમ મંડે ધરં તિલ યાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ આજે. ૧૫
મૃત્યુલોક ઢુંઢી લખિ વ્યર્થ માયા,
કરી પંચ ભૂતં રચી નષ્ટ કાયા;
જરા જન્મ દેખી ચઢો જાપ ઝાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ આજે. ૧૬
અક્ષે સુખ ભોગે નહી ઇંદ્ર ઓકે,
ભણો ક્ષીણ પુન્યે પડે મૃત્યુલોકે;
ઇશં જાપ જાપી હુવો ધન્ય આજે,
બિના ઇશ જાપં સબે જૂઠ આજે. ૧૭
દિગં શુર સંમુ શશિ નાસ દાખે,

ભણે વેદ શાસ્ત્ર મુનીરાજ ભાખે;
પૃથી નાગ સ્વર્ગ કરે કાશ પ્રાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે. ૧૮
શિવં શંભુ સર્વં શસિ શિર સ્વામી,
જગન્નાથ જટાધરં અંત્રયામી;
મહાદેવ દેવં જપો દિલ માજે.
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે.
શુભં નીજ ઇચ્છા ધરો ઉર શાન્તિ,
ભવં નાથ ભાવે ભજો છોડિ ભ્રાન્તિ;
રચ્યા છંદ પ્રેમે કવિ હંસરાજે,
બિના ઇશ જાપં સબે જૂઠ બ્રાજે. ૨૦

છપ્પય.

જપો ઇશકો જાપ પાપ સબ દુર પ્રહારે,
જપો ઇશકો જાપ ત્વરા ભવસાગર તારે;
જપે ઇશકો જાપ કામ ક્રોધાદિક કાપે,
જપો ઇશકો જાપ અભયપદ મોક્ષજ આપે.
ઇશ જાપ જપત આનંદ ઉર, રિદ્ધી સિદ્ધી હાજર રહે;
સુખ મિલે લોક પરલોકમાં, કવિ હંસ સાચું કહે. ૧

## જ્ઞાન બોધક બાવની.

### હરિગીત.

પર બ્રહ્મ જેહિ શક્તિ રચી, જીન પ્રગટ કીય સંસારકો,
પોશણ કરત સબ સૃષ્ટિકો, પુની કરતહે સંહારકો;

હંસરાજ હે અજર અમર, આધાર નિરાધારકો.
અપાર કો કિરતાર કો, નમો સોઇ નિરાકાર કો. १

યહ જગત જૂઠા ખ્યાલ હે, તાકો સચા મત માનરે,
શોભા બની જીમિ ઓશકી, ઘરી એક તૌંપહિ ચાનરે;
હે સહિ પુનિહે નહી કુછ, અજ લખેલ પ્રમાનરે,
ભ્રમ ભાનિરે પહિચાનરે, હંસરાજ હરિ સત જાનરે. २

નારીહુંકા કછુ નેહ નાંહિન, નેહ નાંહિન દામકે,
ગ્નાતિ કુટુંબકા નેહ નાંહિન, નેહ નાંહિ ધામકે;
હંસરાજ બંધુ તાત સરવે. યે સગે આરામકે,
નહ કામકે સહિ કામકે, વૈરિ ખુદાકે નામકે. ३

હ પ્રચંડ શત્રુ કાલ શિરપર, દેખતું દિલ જાગીકે,
જીનતેં બચે નહી કોય જગમે, હારગે સબ ભાગીકે;
હંસરાજ મુરશિદ કદમ જાકે, શેવ્યતા ગુણ ચાગીકે,
સુખ ત્યાગીકે બડ ભાગીતે અનુરાગી જપમેં લાગીકે. ४

ભવ સિંધુ દુઃખ જલકો ભર્યો, પાવે નહિ કોઉ થાહકો,
ચાહ હે લહરિ જહાં. જીન ડુબાયે અથાહકો;
હંસરાજ મુરશિદ ધાર કેવટ. જોરી ગેઉ બાંહકો,
તજી ચાહકો ગ્રહી રાહકે, કરવસિલી અલ્લાહકો ५

પંચભૂતકા યહ પૂતલા. તાકોં અમર તું માનતા,
ગિર જાયગા દિન એકમેં, અભિમાન કાહે આનતા;
ગફલત ગુજારત દિન ઘુંપે, ફિરત હો કુછ તાનતા,
અગ્નાનતા એ ભાનતા, ખુદાકો નાહિ જાનતા. ६

શુકર કરંગો મં ખુદાનીત. ટહ.થા ગ્રબ વાસમેં,
હંસરાજ નાહિ કમિ ચૂકોં. અનુગો તુજ દાસ મેં;

તિહિ કોલકા ઈનકાર કરકે, ગિરા કુફ્રબ દોસમે,
સબ પાસમેં હે આસમે, અંત આવે જે નહિ ત્રાસમે. ૭

દીર્ઘ હે નિંદા નહિ જહાં કામ ક્રોધ દોઉ કુલહે,
બહતહે સબ જગત જામે, દુઃખકા મહા મુલહે;
હંસરાજ તિનસેં દુર રહેના, મોક્ષકે પ્રતિકુલહે,
નર તું સહે અનુકુલ હે, ઈશ નામ સોધ અમુલહે. ૮

વેરી નહી કોઉ જગ વિષે, સબ દોસ્તહે પહિચાનરે,
હે નૂર સબ અલ્લાહકા, કાહે ભેદતામે માનરે;
તુંહી રૂપ અલ્લાકા હંસરાજ, સબિ જાન ખુદાકા જાનરે,
ધર ધ્યાનરે ચિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૯

માયા હુંમે મગરૂર હોકે, ફિરત તું બે બાનરે,
હંસરાજ નહિ યહ ઠાકુરજીકે, નિશ્ચે સો પરમાનરે;
નહી આયગા સંગ એક પેસા, જાયગા ખુલ્લે પાનરે,
ધર ધ્યાનરે હીત ઠાનરે, સોહં જુબાંને આનરે. ૧૦

જુવાની કે અતિ જોરસેં, કત્ય કરત નીત્ય કસાઈકે,
ઓરતકુંહી સત બાત માની, હોત નાહિન બાઈકે;
હંસરાજ ખુદા લહેગે હિસાબ રાઈ રાઈકે,
ખુદાઈ કે બલાઈ કે, ફલ મિલેગેં કમાઈકે. ૧૧

હર નામમેતો સુસ્તહે, મહા મસ્તકે હરામમેં,
અન્યાયકે બીજ બોયકે, બડે હોય કિર્ત તમામમેં;
હંસરાજ અલ્લાકા લક્ષ નાહિન, હોત રદ્દ સબ કામમેં,
અબહામમેં ફિરે ચામમેં, હિસાબલે જમ ધામમેં. ૧૨

તેરે ચેયે દૂર એક અન્ન, તિહી કાજ ફિરે દોરતા,
ઠોર દાસ દુષ્ટ પુરૂષ આગે, હસ્ત જુગલ જોરતા;

હંસરાજ કરતા નાંહિ બંદગી, વિષમેં ચીત્ત ખોસ્તા,
અમી ઢોરતા ભાગ્ય ફોરતા, કયો તાર બ્રહ્મકા તાસ્તા. ૧૩
ફિસ વાસતે જ્યોં ત્યોં ફિરે, તુજ ભાગ્યકા સોઈ આવગા,
કર બંદગી ખુદાહુંકી, સોઇ ભૂલ નહિ જાયગા;
હંસરાજ તોકું રંક મેટકે, આપકા બનવાયગા,
ખિલાયગા પિલાયગા, પુનિહાલ તેં બચાયગા. ૧૪
ઓસર મિલે નહી ફેર ઐસા, કરતકાહે દેરરે,
ધિરજ કુંઠી રખ ઢાલ કરમેં, શાન્તિ કર સમશીર;
હંસરાજ માયા મોહ કુંકો, કાટિકે કર જેરરે,
કહું ટેરરે ચિત્ત હેરરે, ભજ ખુદાકો બેર બેરરે. ૧૫
નર દેહ યહ ચિન્તામણી, હે પ્રગટ મુક્તિ દ્વારરે,
જાણી રખતહે ચાહ દિલમેં, દેવતા અપારરે;
હંસરાજ તાહિ વથા ખોવત, ભજન બિન ગંવારરે,
ધિક્કારરે હજારરે, તાહિ લેશ નાંહિ વિચારરે. ૧૬
પરપંચમેં ભરપુર હે, પુની ધર્મસેં દુર ધ્યાવતા,
બાતેં કરત નીત ન્યાયકી, નહિ આપ કુછ નિભાવતા;
હંસરાજ કબુયે નામ હરિકા, મુખમેં નહિ લાવતા,
જમ આવતા સતાવતા, તબ ત્રાસ દિલમેં પાવતા. ૧૭
વિશ્વાસ બિન યહ વિશ્વમેં, ખાલી ગોથે ક્યું ખાતહે,
ખુરાક ખુદા ખલકકોં, પલ એકમેં પહુંચાતહે;
હંસરાજ જલ થલ જંતુકો, માલિક સો બિલાતહે,
જમ તાતહે વિખ્યાતહે, તવ રોજી કયા બની આતહે ૧૮
ધન પાપસેં પૈદા કરિ, દિલ રખતહો ગુલતાનરે,
ખુદા કરેગા બાદ નાંહિ, તોડેગા અભિમાનરે;

હંસરાજ હુકમ એક હોતે, લહેગેં જબ જાનરે;
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને બાનરે. ૧૯

વેદ ચાર સોતો દેખ લીને, પઢીઆ સબ પુરાનરે,
કલમા નિમાજ નિત્ય કરતા, કંઠ સબ કુરાનરે;
હંસરાજ શાન્તિ બિનાતોઉ, ભયો નાંહિ ગ્યાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને બાનરે. ૨૦

પર નારી સો નાગન બડી, સો કાટ તુઝે ખાયગી,
જોબન પૈસા ઇજ્જતકુ કો, તિન દંતકો લગાયગી;
હંસરાજ જુઠા નેહ કરિ, મોહ પાસમેં ફિસાયગી,
ખિજાયગી રિખાયગી, દોઝકમેં ગિરવાયગી. ૨૧

હંસરાજ માયા અનલમિહિ, તોહિ રહત નાહિ તોસસે
ખાતે ખરચંતે આપ નાંહિ, લાતાહે લાખોં કોસસે;
દયાં દેયના સે દાન દિનકો, લડતહે વહ પોસસે,
પ્રાણુ ખોસસે જબ રોસસે, તબ રોવગા અફસોસસે. ૨૨

હાડ માંસકા યહ દેહહે, તેહિ લખતહો કહાતા કરે,
મલ મુત તિહી અંદર ભરે, હે ઉપરકા દિખા કરે;
હંસરાજ જમરા આયગા તબ ખાયગા તોહિ દાકરે,
હોય ખાકરે સત વાકરે, રખ ખુદાકી ધિર ધાકરે ૨૩

વય બાલસો ખેલત ગયે, કછુ લીયે નહિ પ્રભુ નામકો,
હંસરાજ લડકે સંગ કરકે ખેલ કીય અઠ જામકો;
વિદ્યા શિખે સબ ઉલટી, પૈદા કરન ખુબ દામકો,
સુખ ધામકો હરિ નામકો, કછુ કરે નાંહિ નમામકો ૨૪

જોબન વિષે રૂપ ગુનકો, અભિમાન ભયો મોહ અંગમેં,
છબીદાર બની મહા છેલ છબીલો, અકડ ફિરે ઉમંગમેં;

હંસરાજ કછુ નાહિ ગયે, કોઇ શુભ કેપર સંગમે,
ત્રિયા સંગમેં રૂમ્યો રંગમેં, નાહ્યો ન હરિ જલ ગંગમેં. ૨૫

વય વૃદ્ધમેં સબ સુધિ ગઇ, અર બુધિ ગઇ બિલાયરે,
ત્રસ્ના બઢિ અથાહ તનમેં, કરતહે હાય હાયરે;
હંસરાજ દેહ જર્જર ભયે, સંદેસ દે મૃત્યુ આયરે,
દેહ પાયરે હરિ ગાયરે, કછુ નાંહિ કીન્હ કમાયરે. ૨૬

વાતમેં વય તિન વીતિ, ખેલકીય સબ નાટકે,
વય બાલ યૌવન વૃદ્ધમેં, સંગ તજે નાંહિ ખાટકે;
હંસરાજ સર્વે સગે સોઇ, સંગ મિલેજમિ બાટકે,
ભયે હાટકે નહિ ઘાટકે, હુવા કાલકી ઝપાટકે. ૨૭

ફેરેર જન્મે જગતમેં, કહું હોત નહિ તોહિ લાજરે,
દુઃખ મિટે જન્મરૂ મરનકો, સો કરે નાંહિ ઇલાજરે;
હંસરાજ દિલ્લ વિચારતું, ત્યાં છુટતે કો આજરે,
મોક્ષ કાજરે જગ તાજરે, સૌખ્ય સુખકો સમાજરે ૨૮

મન મસ્ત સોમહા હસ્તકે તેહિ બાંધ તું બુધવાનરે.
ક્ષમા દયા સંતોષ કરીકે, શિલ રખ સુજાનરે;
હંસરાજ વિવેક અહ વિષે, તું આયજા અજાનરે.
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે ૨૯

આત્મ સોઇ પરિબ્રહ્મકે, ક્યોં ફિરત હો ઉધાનરે,
ઘર ધામમેં નિત ખોજકે, કાહે હોતહે હેરાનરે:
હંસરાજ ગુરૂકે વચનકો, સચ માન તું નિદાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૦

ઈકાન્ત મલકોં ખોજકે, તું બેઠ તહાં ઇન્સાનરે,
માલિકકે મિલાપકું, લે મત ગુરૂકી શાનરે

હંસરાજ સોઈ શાંનકો, તું માનસે નિશાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૧
સત ચિદ તેરા રૂપહે, કાહે હોત તું હેરાનરે,
પ્રુછત ફિરતહે સકલકો, કિધિ ઠોરહે ભગવાનરે;
હંસરાજ દિલમે ખોજકર, ઉદે હોયગે ગ્યાન ભાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૨
લખ ચત્ર એસી યોનીમેં, તું ફિરે ફેર અનંતરે,
પશુ પક્ષિમેં દુઃખ પાયકે, દિલ કરત બહુ કલપંતરે;
હંસરાજ માનુષ દેહમેં, ભજ પ્રેમસેં ભગવંતરે,
રૂખ તંતરે દુઃખવંતરે, સુખ મોક્ષકો મહંતરે. ૩૩
માલિકકા જો રૂહ મુર્સીદ, સો મોહિ સમજાવરે,
યહ ચસ્મસે અક્ષ નૂર નિરખો, ચિત યહ ભમચાવરે;
હંસરાજ ફિર ફિર જન્મલેકે, ભયા દુઃમે બાવરે,
દયા લાવરે બતલાવરે, પિયુષ પ્યાલા પાવરે. ૩૪
નીતિ રખો સબ બાતમે, ચીત્ત ભજનમેં દ્રઢ પ્રોયગા,
આશા તજી સુખ ઔરકી, નહિ શ્વાસ ખાલી ખોયગા;
હંસરાજ દિલકા મેલ સોઇ, સેલમેં જળ ધોયગા,
સુખ હોયગા નહ રોયગા જરૂર, નૂર તબ જોયગા. ૩૫
દિન દોયરે યહ જગતમેં, તુમ આયહો મિજમાનરે,
રખના ભલાઇ સબહિસેં, નિજ ચહો જો કલ્યાનરે;
હંસરાજ બુરે મત બનો, ઉઠ જાયગા સમશાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૬
આશા બડી હે જગતમે, આશા લગી અસમાનરે,
નીવ પરઠકે પાતાલ તક, મહેલ રચતહે સત થાનરે;

હંસરાજ મુલ નહિ દેહકા, ક્યાં સુનશે તું કાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૭

કાબિલ હુવા સબ બાતમે, હે નાતમેં મહાનરે,
હો દેહ ખુબ સુરત સહી, વિદ્યા સર્વહે જુબાનરે;
હંસરાજ જમ પિછે હડે, તબ તું અછા પુમાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૮

બહુ જન્મકી અરજી સુની, માલિક ભયે મેરબાનરે,
બંદગી કરનેકે લિયે, દીયા દેહ યહ પુમાનરે;
હંસરાજ તેહિ ગોલક ધરી, કીયે ઔર તેં તોફાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૩૯

## પ્રશ્નોત્તર.

મુર્સીદ ખુદાકાં ખોજીકે, મોહી ભયે બહુ પરિશ્રમરે,
નાહી મિલે ક્યોં તુજકો, ખુદા રહત સબ આલમરે;
હંસરાજ આપકી કૃપા બીન, મોહિ પડત નાહિ ગમરે
કટે ક્રમરે હરે જમરે, આદમ રટ આદમરે. ૪૦

પ્રથી સકલમેં તું પેખલે, ખુદા ભરે ભરપુરરે,
જાકે પ્રકાસે નભ પ્રકાસે. ચન્દ્ર તારા સુરરે:
હંસરાજ બ્રહ્મસેં કીટલો, વ્યાપક હે બ્રહ્મ નૂરરે,
સોઇ નુરરે તવ ઉરરે, તજ મોહકો મગરૂરરે. ૪૧

બ્રહ્મ હે સબ ભૂતમેં, કહું તિનકો પરમાનરે,
જલકે ભરે જ્યો ઘટ બહુ, સુર એકહે અશમાનરે;
હંસરાજ સબમેં પરત છાયા, યહ રીત બ્રહ્મ અનુમાનરે,
ધર ધ્યાનરે હિત ઠાનરે, સોહં જુબાને આનરે. ૪૨

આકાશ વાયુ તેજ જલ, પ્રથીત્વહે સો પાંચરે,

પંચ પંચહો પચીસ બને, પરપંચમેં રહે માચરે;
ખટ વીસમે હંસરાજ આતમ, સબકો નચાતે નાચરે,
તિહી રાચરે મન વાચરે, કાયાહે શિસા કાચરે. ૪૩

બહુ ઘાટ કંચનકે બને, અરૂ આપ કંચન એકહે,
કડે હાર વીંટિ વેઢ કુંડલ, નામસેં અનેકહે;
હંસરાજ તૈસા જાનસે, વિશ્વ બ્રહ્મકા વિવેકહે,
મત કેકહે બહુ ભેકહે, સત્ય એક હરીકી ટેકહે. ૪૪

તિલ મધ્ય જૂમિ તેલહે, જ્યું ફુલ મઝહે વાસરે,
જ્યું કાષ્ટમેં અગની રેખા, વર્ણ અર્થકો વિલાસરે;
હંસરાજ તિમી યહ જગતમેં, હે બ્રહ્મકો નિવાસરે,
સુખ રાસરે સોઇ ખાસરે, મન ઉતતેં પરકાસરે. ૪૫

સત પુરૂષ કેસે હોત હે, પ્રભુ કહો તાકે ભેદરે,
કિહી રીતસેં યહ દુનિમેં, સોઇ પાત નાહિ ખેદરે;
હંસરાજ કેસે લક્ષ કરી, મન હોતહે નિર્વેદરે,
કહે વેદ કે ભઝેદરે, તુમ પુગે મુજ ઉમેદરે. ૪૬

## સાધુ લક્ષણ.

મન શાન્તહે જીનકો સદા, નહિ શોકમેં દિલગીરરે,
લાભમેં નહી હરખ લેખત, ધરતહે અંગ ધીરરે;
હંસરાજ જાણુવે પ્રાણી પરકો, દેત નાંહિ પીરરે,
ગંભીરરે શુરવીરરે, સોઇ જાન શુદ્ધ ફકીરરે. ૪૭

દયા રખત સબ જાનપેં, વિદ્યા વિનય સમસીરરે,
કરૂની ધરત કબુ અંગમેં, કબુ હોત દીશા ચીરરે;

હંસરાજ કબુ સુકે દુકે, કબુ ખાતહે, સોઈ ખારરે,
ગંભારરે શુરવીરરે, સોઇ જાન શુદ્ધ ફકીરરે. ૪૮
માલિક કેરે ભજનમેં કબુ કરત નહિ તકસીરરે,
નહિ રખત ઇચ્છાં કોઇકી, જેહી તુલ્ય રંક અમીરરે;
હંસરાજ રહેવત વટ તરે, કબુ રહતહે નહિ તીરરે,
ગંભીરરે શુરવીરરે, સોઇ જાન શુદ્ધ ફકીરરે. ૪૯
ક્રોધ કામસેં નિશદીન લડે, રખે શીલ શાન્તિ તીરરે,
હુ વચન જાકે દુઃખ નાશક, બહત જયોં ગંગનીરરે;
હંસરાજ માયા નીર ત્યાગી, ગ્રહતહે બ્રહ્મક્ષીરરે,
ગંભીરરે શુરવીરરે, સોઇ જાન શુદ્ધ ફકીરરે. ૫૦
ઐસે ગુરૂકે સરણુ ગ્રહતે, રહત નહિ દુઃખ લેશરે,
જીન કૃપાસેં પલ એકમેં, પહુંચત પ્રાણી પેશરે;
હંસરાજ જાકી શેવસેં, દ્રસ્ય હોતહે બ્રહ્મ દેશરે,
માહેશરે દિનેશરે. ગુરૂ તાહિતે વિશેપરે ૫૧
ગ્રહ સોઈ કાલા ગેહહે, જબ્બર પ્રજા જંજીરરે,
કામ ક્રોધ દો ચોકી કરત, માલિક ત્રિયામીરરે;
હંસરાજ મનોરાજકો, હોય જ્ઞાન પુત ગભીરરે.
હટે પીરરે સોઇ વીરરે કહે તોહીકોં બાહીરરે. ૫૨
તિન તાપકો ત્રિદોશભો, તન આયુ તાતે ત્રુટિહે,
કર ક્રોધહે, વિકરાલ જહં, કામ શ્વાસકો નીત કુટિહે;
હંસરાજ વૈદ્ય વિવેકહે, બ્રહ્મ નામ જાકી બુટીહે,
જપ જાટીહે, નહ લુટીહે, છલ રોગસેં તબ છુટીહે. ૫૩
અજ્ઞાન જામેં આબ અતિ, દુનીયા રૂપી દરીયાવરે,
પુન્ય પાપ ભરી જાપેં પ્રબલ, લખ ચંત્ર ઐસી નાવરે;

હંસરાજ સબ બીચમેં ભમેં, બ્રહ્મ નામ અંદર દાવરે,
બુદ્ધિ વાવરે કરી ભાવરે, નર નાવકોં તકો લાવરે. ૫૪
યમ નિયમ આશન આદરી, મતિ ભ્રગુટીમેં કર થીતરે,
ત્રણુ સમઃ માયા ત્યાગીકે, મન ઇંદ્રિકો બે જીતરે;
હંસરાજ સત્ ચીદ્ નામમેં, પુર રાખ્ય તું પરતીતરે,
યહ રીતરે જપ નીતરે, આપ હોઇ જાવ અતીતરે. ૫૫

## કવિ વંશ વર્ણન.

શુભ જ્ઞાતિ મમ ચારન સહી, શાખા મેંહડુ અવદાતહે,
નિવાસ વાઢોત્તડ વિશે, માહિ નદી જહાં પ્રખ્યાતહે;
હંસરાજ મેરા નામ અરૂ, મમ માઇ જેતલ માતહે,
જગ માતહે શાક્ષાતહે, દેવી સદા વરદાતહે ૫૬
પીતાશ્રી ગજમાલ પુનીત. મા બાઇજી બા સુખધામરે,
ગંગા સરૂપી એક ભગની, ગાજુબા જીન નામરે;
વિદ્યાગુરૂ ઉમીશજીહે, બુદ્ધિ ગુણકે ધામરે,
તમામરે દયા આમરે. સદા તાહીકો પરણામરે. ૫૭
સંવત ઉનીસેં એકોતેર, પખ શ્વેત ગ્યારસ પાવની,
માસહે આષાઢ ઉત્તમ વર્ષા રૂતુ સોહાવની;
હંસરાજ ત્યાગી દાષકો, સજ્જન કીજે મન ભાવની,
સુખ પાવની રીઝાવની, બની " જ્ઞાનબોધક બાવની ". ૫૮

ૐ શ્રી પરમાત્મને નમઃ

# ગુજરાતી પદ સંગ્રહ.

---

## ગણુપતિ સ્તુતી.

### મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી, હું નથી ગુણકા નાર હાડાની રાણી એ રાહ.

ગણુપતિ શિવના સુત સિદ્ધીના દાતા;
સદા કરો હૃદયમાં વાસ, હરિ ગુણુગાતા. ટેક.
સુર મણી અનાદિ રૂપ, રામ અનુરાગી;
જાણી નામ તણો પરભાવ, થયા બડભાગી. ગણુપતિ.
થાય મંગલ કામની માંહે, પ્રથમ તવ સેવા;
કરે નમન ત્રેત્રીશે ક્રોડ, આપને દેવા. ગણુપતિ.
ગજ વદન શોભતું શ્રેષ્ટ હાથમાં ફરસી;
ધરે ઉમા ગોદની માંય. દિલમાં હરસી. ગણુપતિ.
એક રદન ગુણના ધામ, મૂશક આરોહી;
શુભ કરો કહે હંસરાજ, કૃપા કરિ મોહી. ગણુપતિ. ૧

## સરસ્વતી સ્તુતિ રાગ ઉપરનો.

મમ વિનય સારદા, માત ઉરમાં ધારો;
દઈ વિદ્યા અતિશે, વિમલ બુદ્ધિ વધારો ટેક.
સાહે વસ્ત્ર અંગપર શ્વેત, વિણા કર છાજે;
પુનિ શુકલ મોતીનો હાર, કંઠમાં રાજે. મમ વિનય.
શેવે ક્રોડ ત્રેત્રિશે સુર બાળ કુમારિ;
ધરે નિત્ય જોગેશ્વર ધ્યાન, હંસની સ્વારી. મમ વિનય.
બ્રહ્મ વેદ શાસ્ત્રની માંય, પ્રથમ સંભારે;
ગુણ ગાય શિવને શેષ. મુખ હજારે. મમ વિનય.

લોક સર્વે તણો આધાર, આપ છો વાણી;
કરો કૃપા કહે હંસરાજ, દાસ મોહિ જાંણી. મમ વિનય ૨

## હરિ ભજન વિશે રાગ ઉપરનો.

કરી લ્યોને હરિ શુ પ્રીતિ, કલ્પના છોડી;
આ વખત જાય છે વીતિ, આયુ છે થોડી. ટેક.
સંસાર મોહની જાળ, અતિ દુઃખદાઈ;
શા માટે તમો લોભાવ, દુર રહો ભાઈ. કરીલ્યો.
અભિમાન બડાઈ મેલી, ત્રશના ટાળો;
માયામાંથી ખેંચી ચિત્ત, પ્રભુ વિષે વાળો. કરીલ્યો.
સતગુરૂ ગોતીને ખરા, શરણ તમે રહોને;
આ ઘટમાં આતમરામ, ઓળખી લ્યોને. કરીલ્યો.
હંસરાજ ભજો પ્રભુ નામ, મોક્ષને પાવો;
મટિ જાય ચોરાસી ત્રાસ, ફેર નહિ આવો. કરીલ્યોને. ૩

## પદ ૪ થું રાગ ઉપરનો.

સુણો સંત તણો ઉપદેશ, ભ્રમ ભેદ ટળશે;
બુદ્ધિ થાશે અતિ શુદ્ધ, વસ્તુ સત્ય મળશે. ટેક.
જુઓ નારદનો ઉપદેશ, ધ્રુવે દીક્ષ ધરીયો;
તેથી મળ્યા પ્રભુ તતકાળ, અમર તેને કરીયો. સુણો.
કર્યો ગ્રહણ પ્રેલ્હાદે બોધ, ઉદરની માંહી;
પ્રભુ થયા થંભમાં પ્રગટ, રાખ્યો ગ્રહી બાંહી. સુણો.
હતા વ્યાધ દશાની માંહી, વાલ્મિકિ મુની;
થયા તેતો મોટા સિદ્ધ, વચન સત્ય સુણી. સુણો.
હંસરાજ શિખામણ શુદ્ધ, ચિત્તમાં ધરજ્યો;
પરહરિ સરવ પરપંચ, સાધુ સંગ કરજ્યો. સુણો.

### પદ ૫ મું સંત લક્ષણ રાગ ઉપરનો.

હોય શુદ્ધ આવાં લક્ષણ, સંત તેને કહીયે;
પુરોષરિ હૃદયમાં પ્રેમ, શરણ તેને રહીયે. ટેક
મારા નારા તણો નહિ ભેદ, માટિ સમ માયા;
ખાઈ રહેજે મળેલું અન્ન, પોખેનીજ કાયા. હોય.
દેખે સર્વે જગત પ્રભુ રૂપ ક્રોધ નવ રાખે;
નારિ માત્રને સમજે માત, વાત સત્ય ભાખે. હોય.
રાખે શિતળ શુદ્ધ સ્વભાવ, દ્વેષ નવ ધારે;
ઈશ ધ્યાન વિષે હરનીશ, આનંદ ગુજારે. હોય.
શોક હર્ષ જેને નહી મોહ, લોભ નહી રાઈ;
ગણે નિંદા સ્તુતિ સમાન, ધન્ય કમાઈ. હોય.
તેવા સંત પુરૂષને ધન્ય, રેણી સમ રહે છે;
હંસરાજ ભાવ તેને શરણ, વેદ મુની કહે છે. હોય.

### પદ ૬ ઠું રાવણને મંદોદરીનો ઉપદેશ રાગ ઉપરનો.

સોંપી દોને સીતાજી કંથ, અરજ ઉર ધારો;
કરી રામ ચરણની શેવ, કુટુંબ ઉગારો. ટેક.
જેની કરે સદાશિવ ભક્તિ, ધ્યાન વિધી ધારે;
એ અખિલેશ્વર છે આપ આવ્યા તમ દ્વારે. સોંપી.
સુર સકલ સદા આધીન, રહે છે શિર નામી;
કાળ કર્મ રામને હાથ, તજો હઠ સ્વામી. સોંપી.
રઘુનાથ વિશ્વના તાત, શેવક સુખદાતા;
જાણો સીતાજી લક્ષ્મી રૂપ, જગતની માતા.
છોડો રામચન્દ્રથી વહેર, લંકા ગઢ રહેશે;
ભજો હંસરાજના શ્યામ, અભય પદ દેશે. સોંપી.

## પદ ૭ મું ઉપદેશ મનને.

### કહેવું શું હવે તમને કાના એ રાહ.

ભજી લેને તું ઇશ્વર ભાવે, આ અવસર નહિ આવેરે;
ભજી લેને તું ઇશ્વર ભાવે.................................. ટેક.

આરે જગત છે રૈન અંધારી, ભટકી મરો શિદ નરને નારી;
જ્ઞાન દિપક લ્યોને ઉર ધારી, તેથી થાશે ઉજીયારીરે...ભજી લેને.
ખલક સર્વ છે દુઃખની ખાણી, એમાં શું મોહ્યા અભિમાની;
કાયા માયા લે જૂઠી જાણી, આખર છે ધુળધાણીરે...ભજી લેને.
મમતા મોહ હીયોને મૂકી, ચાલો નહી તમે સત્યને ચૂકી.
ભગતામથી લ્યોને ખુટી, કાળ રહ્યા છે ઝુકીરે.....ભજી લેને.

કહે હંસરાજ સુણો મન મેરા સમરી લે હરિ સાંઝ સવેરા;
તેથી કારજ થાશે તુમેરા, મટે ભવના ફેરારે........ભજી લેને.

## પદ ૮ મું રાગ ઉપરનો.

જાણી લેને એક પ્રભુ છે સાચા, ઔર પ્રપંચ સબ કાચારે;
જાણીને લે એક ઇશ્વર સાચ!..................................ટેક.
માતા પિતા સમજીશ નહી તારાં, સાચી નહી કંઇ ઘરની દારા;
સ્વારથ સુધી સરવ છે સારાં, અંતે તો દુર થનારાંરે...જાણી લે.
ધામ ધરા કાંઈ કામ ન આવે, હાથી ઘોડા નવ સાથ સિધાવે;
ગુણ જો તું ગોવિંદના ગાવે, તો, ફેરા સાચો થાવેરે...જાણી લે.
ઉત્તમ દેહ મનુષ્યની પામી, ગુરૂ ચરણ શીર લે નિત્ય નામી;
ઉર વિશે રાખ અંતર્યામી, તો રહેશે નહિ કાંઈ ખામીરે...જાણી લે.
કહે હંસરાજ સુણો હિત વાણી, સંસાર સુખ ઝાકળનું પાણી;
કાળ તણો ડર શિરપર જાણી, ભજી લે સારંગપાણીરે...જાણી લે.

## પદ ૯ મું. ભરતજી કેકઇ પ્રત્યે કહે છે રાગ ઉપરનો.

કુટિલ માતા ધિક્કાર તુજને, ખોટ લગાડી મુજનેરે;
કુટિલ માતા ધિક્કાર તુજને........................કુટિલ.
ભાનુકુળ સદા પ્રખ્યાતા દશરથ સમાન મમ તાતા;
ઇંદ્ર તણી જે કરતા, સાતા, પ્રાણ લીધો તેં માતારે...કુટિલ.
કૃત્ય અતી તેં અવળું કીધું, દુઃખ સરવ પ્રજાને દીધું;
અમૃત ઢોળી વિખ પીધુંરે રાજ્ય દેતાં જીવન હરિ લીધું...કુટિલ.
કૃપા સિંધુ અતિ સુખદાઈ, જેનું સમરણ કરે મુનીરાઈ;
રામ સરીખા પવીત્ર ભાઈ, મોકલ્યા તેં વનમાંઇરે...કુટિલ.
તારે ઉદર આવ્યો હું ભવ પામી ભરત કહે મુજ ભક્તિમાં ખામી;
મળે કયારે હંસરાજના સ્વામી, સુખ દીયણ બહુ નામીરે...કુટિલ.

## પદ ૧૦ મું. અભિમાન તજવા વિષે રાગ ઉપરનો.

તજો તમે અભિમાનજ પ્રાણી, એ છે દુઃખ નિમાણીરે;
તજો તમે અભિમાનજ પ્રાણી... ... ... ... ...ટેક.
હરણાકસિપુ રાક્ષસ રાઇ, ફરતી જેની દશ દેશ દુહાઇ;
માંન ધર્યું જ્યારે મનમાંઇ, પ્રભુએ હણ્યો પલમાંઇરે...તજો તમે.
લંકાપતિ હતો રાવણ ભારી, જીત્યો જેણે ભુવન દસચારી;
કરી અહંકાર હરિ જનક કુમારી, માર્યો રામે બાંણ મારીરે...તજો.
હઠ ધારી દુર્યોધન જાણો, જેનો હુકમ જગ વરતાણો;
અભિમાનમાં તે અંજાણો, રણમાંહે રોળાણોરે... .. તજો.
હંસરાજ કહે વાત હીતે, અભિમાન તજી દીલને ચીતે;
રહેજ્યો તમે સદા શુભ રીતે, પ્રભુને ભજી લ્યો પ્રીતેરે...તજો.

## પદ ૧૧ મું. બંસરી કોન બજાવે એ રાગ.

ગુરૂ બિન કોન ઉતારે ભવ સિંધુ ગુરૂ બિન કોન ઉતારે ટેક
મોહ પ્રબળ જળ જેમાં ભર્યું છે, વિષય પવન વધારે;

તરશના લહરી અહોનિશ ઉપડે, વડવા ક્રોધ પ્રજારે...ભવ સિંધુ.
ભ્રાંતી ભમર ભય જળ જંતુ, કામના ચકમ ભારે...ભવ સિંધુ.
નામ નાવ સદ્ગુરૂ છે કે વટ, સઢ સમ જ્ઞાન સુધારે...ભવ સિંધુ.
વેદ સુખાગુ શ્રુત મન શ્રદ્ધા, સત પથ વિધન નિવારે...ભવ સિંધુ.
કહે હંસરાજ ગુરૂની કૃપાથી, પહોંચે મોક્ષ કીનારે...ભવ સિંધુ.

## પદ ૧૨ મુ. રાગ ઉપરનો.

આ નર દેહ સુધારો હરિ ભજી આ નર દેહ સુધારો.
પ્રભુ ભજી આ નર દેહ સુધારો ટેક.
ખોટું રે સુખ છે સર્વે સંસારનું, વાત સત દીલ્લ વિચારો...પ્રભુ ભજી.
માયા જાળ છે બહુ મોટી, મન મૃગ એથી ઉગારો...પ્રભુ ભજી.
નીતિરે રાખી અનીતિને ત્યાગો, ધરમ રાહ દીલ ધારો...પ્રભુ ભજી.
શમ દમ શીલતા વિવેક સેવી, વૃતી વૈરાગ્ય વધારો...પ્રભુ ભજી.
હંસરાજ અંતર ધીરતા રાખી, ઈશ્વર નામ ઉચારો...પ્રભુ ભજી.

## પદ ૧૩ મુ. રામચંદ્રજી લક્ષ્મણને કહે છે રાગ ઉપરનો.

આ કન્યા મનડું લુભાવે, હો લક્ષ્મણ આ કન્યા મનડું લુભાવે ટેક.
નાગીજ વદની ફરે ફુલવાડી, ચંચળ નેત્ર ચલાવે...હો લક્ષ્મણ.
હેમ લતાસી ગજ ગત હાલે, કરિ કર હસ્ત ડુલાવે...હો.
વૃક્ષ લતામાં શોભે એવી, દામની ઘનમાં દરસાવે...હો.
મુખ વિધુ જોઇ કમળ સકુચે, ચકોર અમદ્રગ ચ્હાવે...હો.
હમ રઘુવંશી કુપ થન જાવે, પુરવ પ્રીતિ જણાવે...હો.
રામ સીયા ગતિ દેખી હંસરાજ સખ સાખી મુખ મુસકાવે...હો.

## પદ ૧૪ મું. સીતાજીની સખીઓ શંભુદેવને આરાધે છે રાગ ઉપરનો.

આ ધનુ હલકુ થાવે, અહો ! વિધિ આ ધનુ હલકું થાવે:

જાનકી લાયક આ, વર જોતાં, જલદી તે તુટી જાવે...અહો.
જનકજી મનમાં કરે એવી કરૂણા, પણ મુકી પરણાવે...અહો.
રામચંદ્રની શોભા નિરખી, સરવેને મન ભાવે...અહો.
સબંધ થયાથી મિથીલા આવી, દરસન રામ દિવાવે...અહો.
કહે હંસરાજ સરવે પુરજન, પ્રેમે ઇષ્ટ મનાવે...અહો

**પદ ૬૫ મું ગર્ભવાસમાં જીવ ઇશ્વરને સ્તુતિ કરે છે.**

**રાગ વણઝારો.**

નીત્ય ભજન કરીશ નીમ ધારી, મમ બંધન છોડો મોરારી ટેક.
ખાટું તીખું માતા જે ખાશે. તેનું દુઃખ મને બહુ થાશે;
આગ્ય લાગે છે રોમ રોમ ભારી મમ બંધન છોડો મોરારી.
ઉંધે મસ્તક કરવો નીત્ય વાસો, સુખે લેવાય નહિરે શ્વાસો;
મળ મુતર રૂધીર દુઃખકારી, મમ બંધન છોડો મોરારી
મુજ સંગે જે જીવ રહે છે, દુઃખ તે બહુ દાઝતે દે છે;
આપ બાનાની લાજ વિચારી, મમ બંધન છોડો મોરારી.
નથી વેઠાતું તે દુઃખ સ્વામી, મારા ગુનામાં નથી કંઇ ખામી;
કરો ઉદરે બહાર ગિરીધારી, મમ બંધન છોડો મોરારી.
એવા દુઃખથી જ્યારે છોડયો, કર્યાં ઉંધા ધંધા ત્યારે કોડયો;
વનમાળાને મુકયા વિસારી, મમ બંધન છોડો મોરારી.
જન્મ મરણ તણું દુઃખ મોટું, એક એકથી હંસરાજ મોટું;
પ્રભુ ભજો તો લેશે ઉગારી, મમ બંધન છોડો મોરારી.

**પદ ૬૬ મું. રાગ ઉપરનો.**

શીદ દુઃખીરે થાઓ જોઇ જાણી, તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.
પ્રથ્વી આકાશ તેજ જળ વાયુ, પંચભુતનું શરીર બંધાયું;
એમાં હીત કર્યે બહુ હાણી; તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.

રૂધીર માંસ શરીરમાં ભરીયું, અભિમાન શું એમાં ધરીયું;
મમતા માયાની જુઠી બંધાણી, તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.
મોક્ષદ્વાર નર દેહ આવ્યો, તેમાં ફેરો તારે નહી ફાવ્યો;
મારા તારામાં મતિ મુંઝાણી, તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.
બ્રહ્મનિષ્ટ ગુરૂનું શરણુ લેને, ભેદાભેદનો ભાવ છોડી દેને;
હરિ સેવા કરો પ્રેમ આણી, તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.
પ્રભુ નામમાં પ્રીત નીત કરજે, મન તણી કુટિલતા હરજે;
સત્ય ધાર્ય દીલે સંતવાણી, તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.
દેહ સાથે તારે સબંધ નથી, કહે છે પુરાણો હંસરાજ કથી;
હું છું અખંડ બ્રહ્મએ પ્રમાણી તારૂં સ્વરૂપ ઓળખ તું પ્રાણી.

## પદ ૧૭ મું. રાગ ઉપરનો.

જેથી મટે ચોરાસીનો વારો, એ જ્ઞાન દીપક ઉર ધારો......ટેક.
શ્રદ્ધા રૂપી ગાય નીત પાળો, નિવતીનુંરે નોઝણું વાળો;
સત પાત્ર સંતોષ દોનારો, એવો જ્ઞાન દીપક ઉર ધારો.
સત ઉજ્વળ દુધ દોઈ લ્યોને, સ્થીરતાઇનું જામણુ દોને;
બ્રહ્મ વિચાર કરો મથનારો, એવો જ્ઞાન દીપક ઉર ધારો.
નિરતાઇ છાશ કાઢિ નાખો, સમભાવ માખણુ શુદ્ધ રાખો.
યોગ અગ્નિ કરો તાવનારો, એવો જ્ઞાન દીપક ઉર ધારો.
ચીત્તરૂપીરે કોડીયું કરીને, સત સંગતી તેમાં ઘૃત ભરીને;
સંતો ગુણુ દીવેટ સુધારો, એવો જ્ઞાન દીપક ઉર ધારો.
દમપણેથી દીપ પ્રકાસો, બહેર વતિતણા દ્વાર વાસો;
તેથી થાશે ઘટમાં ઉજ્યારો, એવો જ્ઞાન દીપક ઉર ધારો.
અજ્ઞાન રૂપીરે અંધકાર જાશે, શુદ્ધ આત્મસ્વરૂપ ભળાશે;
હંસરાજ વાત સત્ય વિચારો, એવો જ્ઞાન દીપક ઉર ધારો.

## પદ ૧૮ મું. રાગ ઉપરનો.

મન માન શિખામણુ મારી, તે થશે અતિ સુખકારી.....ટેક.
કર્ય પ્રેમ પ્રભુને સંગે, રહી હરનિશ એકજ રંગે;
ભવસાગર તરવા ભારી, મન માન્ય શિખામણુ મારી.
પડયું મુકય અનીતિ પગલું, હે પુન્ય વિશે નીત ડગલું;
ઈશ્વરથી કરને યારી, મન માન શિખામણુ મારી.
વધ વિમળ :મુખેથી વાણી, જુગતીથી સત્ય લે જાણી;
ધ્યાન પ્રભુતણું લે ધારી. મન માન શિખામણુ મારી.
તે ત્રિભુવનના છે ત્રાતા. દિન પાળક જનના દાતા;
કહે હંસરાજ બલિહારિ. મન માન શિખામણુ મારી.

## અથવા છોરે પતિ તેજ પ્યારી તનના એ રાગ.

ભજી લ્યોરે તમે ઈશ્વર પ્રીતે, ભવસાગર તરવા. ટેક.
ત્યાગજ ભાખો, ટેકજ રાખો, ચાખો નહીરે કુડ:
અરે વારો, ધર્મધારો, વ્રતિ ઠારો. ધ્યાન ધરિ કરિ હરિ શેવ,
તરી જાવ ફરિ મટે જન્મ ધરવા. ભજી લ્યોરે.
પરપાને ટાળો, ક્રોધને બાળો, મુકી દીયો અભીમાન (૨)
સ્થીર થ.વો. પ્રભુ ગાવો, લ્યો લ્હાવો, સુણો વેદ ભેદ છોડી;
ખેદ તાપ પાપ વેગે હોય જો હરવા. ભજી લ્યોરે.
તિરથે જાઓ નિર શુભ નાઓ, દીનને આપો દાન (૨)
સંત વાણી, નિશ્ચે જાણી; લ્યોને પ્રાણી, માચ્યા દેહ ગેહ નેહ
તેહ પરહરો ગ્રહ્યો કાળ અત્યુ કરવા. ભજી લ્યોરે.
સમરે મહેશા, સુરજ શેષા, હંસરાજ કહે નીત્ય. (૨)
સુર ધ્યાવે, શ્રુતિ ગાવે. પાર નાવે એવા નંદ નંદ સુખકંદ.
તજી ફંદ ગાવ ન દે નરક પરવા. ભજી લ્યોરે.

### પદ ૨૦ મું. રાગ ઉપરનો.

રટવાનોરે પીતા રામના નામને, કરવું હોય તે કરીયે ટેક.
અંતરયામી, જગતના સ્વામી, કૃપાળુ કીરતાર (૨)
સુખદાતા પિતુમાતા જનત્રાતા, દયા ધામ રામ નામ આઠોયામ.
નહી તજુ કોપ આપ પરહરીયે. રટવાનોરે.

હરણ્યાક્ષ મારી અવની ઉંદ્ધારી, સુરનું કીધું કામ (૧)
વિશ્વવાસી અવિનાસી તેજરાસી, રાત દીન તન મન ધનથકી,
અન્ય તજી ધ્યાન પ્રભુનું ધરીયે. રટવાનોરે.

કરણ કારણ ભકત ઓધારણ કહે પીતાને પ્રેલ્હાદ,
વૈર ત્યાગી પ્રેમે પાગી ભ્રાંતિ ભાગી, રાખો પ્રીત રીત નીત હીત,
કરી કુલ સહીત સુખે તરીયે. રટવાનોરે.
પાહાડેથી પાડો ગજે તેડાવો, ડુબાવો દરીયા માંય, રઘુરાઈ
અડી બાંઇ કરે સ્હાઇ વ્રજરાજ કરે કાજ હંસરાજ કહે મુખે,
નામ રામ નહી વીસરીયે. રટવાનોરે.

### પદ ૨૧ મું. કર મન ભજનનો વેપાર. એ રાગ.

મનતું ગુરૂ મનને ધાર, પ્રભુ સદા વસે ઘટ મોઝારજી ટેક.
આહાર નિંદ્રા અલ્પ રાખી બ્રહ્મચર્યને પાળજી;
સમ અને દમની રુચે, નિંદા પરની ટાળ. મનતું.
શુભ વૃતિ રાખી સાચથીરે, હરખ શોક નિવારજી;
દુનિયાંમાંથીરે ચીત્ત ખેંચી, ભજનમાં ભંડાર. મનતું.
સોહમ શોહમ્ જાપ જાપીને, ત્રોડ નહિ એક તારજી;
કુંભક રેચક પુરકથીરે બાહ્ય, નાદ થાય નિરધાર. મનતું.
નુતન સુરત સાધન સાધી. સુખમણા સુધારજી;
ત્રિપુટીનારે મેળા મેળવી, કર સમાધિ પ્રકાર. મનતું.

પ્રાણાયામનોરે ખેલ કરી ભાઈ, જાને ગગન મોઝારજી;
હંસરાજ કહે ગુરૂ શરણે, દેખાય બ્રહ્માકાર. મનતું.

પદ ૨૨ મુ. રાગ ઉપરનો.

જીવ તું કાળનો ડર રાખ, અવસર અમુલ ખોઇ ન નાખજી. ટેક.
કાળ ડરથી ધ્રુવજીયે, શેવ્યો વનનો વાસજી;
એક પગથી ઉભા રહીનેરે, આરાધ્યા અવિનાશ. જીવ તું.
પ્રેલાદને ભય પૂરણ પ્રગટયો, મુકયો કુટુંબ સાથજી;
અપાર દુઃખમાં અલખ ભજીયા તેને રાખ્યો ગ્રહીને હાથ. જીવ તું.
બુખારનો બાદશા ભાઈ, હતો શાહનશાહજી;
કાળ ડરથીરે રાજ્ય છોડીરે લીધો અલખનો રાહ. જીવ તું.
ગોપીચંદને ભરથરીનેરે, લાગો ડર અપારજી;
જોગી થઇને વનમાં વસીયા, મુકયાં ઘરને બાર. જીવ તું.
અલ્પ સુખની આશ તજીને, કર્ય પ્રભુ સાથે પ્યારજી.
ગુરૂ શરણે હંસરાજ કહે. મટે જમનો માર જીવ તું.

પદ ૨૩ મુ. રાગ એક નિરંજન ધ્યાવો મેરે ગુરૂજી.

ખાલી શ્વાસ નવ ખોવો, મેરે સજજન, જાગી દીલમાં જોવોજી.
સંસાર રૂપી નગર મોઝારે, દેહ મનુષ્યની દીધી.
અનેક જન્મની અરજી સાંભળી, કૃપા કૃષ્ણે કીધી. સજજન.
વેપાર કાજે ધન અમુલખ, શ્વાસરૂપી તેમ આપ્યું;
લાભ કમાઇને વેપાર માંહે મોક્ષ ધન નવ થાપ્યું. સજજન.
મુર્ખપણાથી કપટ વેપારે, એટા છો મુડી ખોતા;
હિસાબ જયારે લેશી હરજી. ત્યારે બેસશો રોતા. સજજન.
સમ દમને તો રાખી વાણોતર, ભજન દુકાન ચલાવો;
કાંઇક મુડી હજુ રહી છે, શાહ ગુરૂ પાસે જાવો. સજજન.

શ્વાસ નાભથી ધન વધારી, પ્રભુનું દેણું પતાવો;
હંસરાજ કહે ગુરૂ પ્રતાપે, ધનદ મોક્ષના થાવો. સજ્જન.

પદ ૨૪ મું. રાગ ઉપરનો.

નિંદા પરની કાઢી નાખો મેરા ભાઈ, શુભ વચન નીત ભાખો. ટેક.

ભક્ત જન થઈ કરેરે ભક્તિ, તેની નિંદા આપણે શિદ કરીયેં.
પાપ એહનું આપણે માથે, હાથે કરી શિદ હરિયે. નિંદા.
નિંદા કરતલ નરક પડે છે, વેદ કહે એમ વાણીજી;
દીપક લઇને કૂવે પડવાનું, શિદ કરો જોઈ જાણી. નિંદા.
પારકી નિંદામાં લાભ નથી કાંઇ, ન કરે નથી કાંઇ હાણી;
પારકું પાપ તે તમે લીયો છો, મતિ તમારી મુંઝાણી. નિંદા.
નિંદા કરતલ પુરૂષને તો, જન્મ મૂગાનો આવેજી;
સુણે સાંભળે કાંઇ નહી તેં, પછી દુઃખ તે પાવે. નિંદા.
અસંખ્ય દુઃખ છે નિંદા વિષે, એવું જાણીને તજીયેજી;
હંસરાજ કહે ગુરૂ પ્રતાપે, ભાવે ઇશ્વર ભજીયે. નિંદા.

પદ ૨૫ મું. રાગ ગુરૂજી જુઓરે જમાનો કઠણ કળીયુગ આવીયોરે.

રાખો નીત્ય પ્રભુજીથી પ્યાર, શિખામણ એ છે સંતનીરે.
વૃથા જાણો જગત વેવાર, કરોને સુદી અંતનીરે ટેક.
પુન્ય મારગ વિશે તમે જાઓ, પાપથી દુર ટળજ્યોરે;
તજી દઇ મનના વિકાર, ભાવે સંતમાં ભળજ્યોરે. રાખો.
ધારી લ્યો અલખ ધણીનો ઓથ, ધિરજ મનમાં ધારીરે.
આવો ઉત્તમ મનુષ્ય દેહ, મળે ન વારંવારીરે. રાખો.
જેમ કરોળીયાની જાળ, પવને જાય તુટીરે;
તેમ કાયાં કાચનુ ઠામ, જાશે જગથી ફુટીરે. રાખો

ગુરૂ ગમ પાઇનેરે ગુણવાન, રટી લ્યો રઘુનાથરે;
બુડતાં હંસરાજનો શ્યામ, જરૂર ઝાલશે હાથનેરે. રાખો.

પદ ૨૬ મું. રાગ ઉપરનો.

અરે જીવ જાગી જો ઘટમાંય, પેઠા છે ચોર આવીરે;
તારો મોક્ષરૂપી ખરો માલ, ચોર લેશે તે ચોરાવારે. ટેક.
જ્ઞાન દીવો કરીયોરે બંધ, અભિમાન વાયુ વાતારે;
કામે રોક્યો તને એકદમ, હરિ મંદિર જાતાંરે. અરેજીવ.
ભાગ્યાં સંતોષને પુન્ય પેય, વસ્યો લોભ તનમાંરે;
દુર કરી દયાને સમુળ, રહ્યો, ક્રોધ મનમાંરે. અરેજીવ.
વિવેક રૂપીરે મોટેરે જોધ, મોહે તે દુર કીધોરે;
ભક્તિ અકલનો કરી નાશ, દરવાજે સિલનો દીધોરે. અરેજીવ.
ગુરૂ રૂપી ફોજદાર ગોત્ય, જેથી ચોર દુર થાવેરે:
તેના હુકમથારે હંસરાજ, મોક્ષરૂપી માલ નહિ જાવેરે. અરેજીવ.

પદ ૨૭ મું. રાગ માઢ.

અરે મનવા મુકીદે અભિમાનરે ભાવે ભજીલે શ્રી ભગવાન;
પામ્યો જન્મ પવિત્ર પ્રમાનરે, ભાવે ભજીલે શ્રી ભગવાન. ટેક.
બાળપણામાં ભાન વિના તું, અતિશે રહ્યો અજાણ;
યુવામાં યુવતીથી મોહ્યો, મુક્યું નહિ દિલ માનરે. ભાવે.
હરિનું નામ ન રાખ્યું હૃદયે, ધાર્યો પંધન ધામ;
કુપથ રસ્તે ચાલી કર્યાં તેં, કેક અનીતિ કામરે. ભાવે.
વામાનણાં વચન મન વસીઆં, શ્રુતિ વચ તજ્યાં સત્ય.
કર્યા કૈક અધર્મી કર્મો, બામનીનો થઇ ભ્રત્યરે. ભાવે.
કવિ હંસ ધાર્યું નહિ કાને, ગુરૂનું વચન ગંભીર:
અંત વખત રહેશે સૌ આગળું. સાચું નથી શરીરરે. ભાવે.

### પદ ૨૮ મું. રાગ આઢ.

આતો સ્વપ્ન જેવો છે સંસારરે, નિરખો બ્રહ્મસુ નિરાકાર;
શુદ્ધ આતમ સૌને સારરે, નિરખો બ્રહ્મસુ નિરાધાર. ટેક.
જાગી મોહ નિંદ્રાથી ઝટપટ, ભાવે ભજો પરિ બ્રહ્મ;
વિચારો દિલમાં વિગતેથી, પૂરણ રૂપે પર્મરે આતો.
ત્રિગુણાતિતનો તાર લગાવી, લખજો રૂપ અલક્ષ;
પંચતત્વના કરિ પ્રથકણ, સાધો યોગ સમક્ષરે. આતો.
સુક્ષમ રૂપે સ્થુળ સકારણ, આતમ રહયો અનુપ;
સુરતાથી સાધો તો સત્વર. ભાસે ત્રિભુવન ભુપરે. આતો.
રટી લ્યો હંસ સોહમ્ રસનાથી. તત્વમસિનો તાર;
પામો તો પરમાનંદ પૂરણ. શ્રુતિ સિદ્ધાંતનો સારરે. આતો.

### પદ ૨૯ મું. રાગ ઉપરનો.

તમે સમરો સરજનહારરે, જેથી ઉતરશો ભવપાર;
એ સં આલમનો આધારરે. તમે સમરો સરજનહાર. ટેક.
બ્રહ્મ શુદ્ધ નિર્ગુણ નીત ભજી લ્યો, સજી લ્યો સંગલ સ્વર્ગ.
એણે ભક્ત અનેક ઉદ્ધાર્યા, આપીને અપવર્ગરે. તમે.
પૃથ્વી સર્વના એ છે પાલક દુસ્કૃતિને દુઃખદાય;
ધર્મ પંથ ધારી નીત્ય ધ્યાવો, થીરતાં તો દીલ થાયરે. તમે.
જેની અલ્પ નિગાથી આ જગ, વર્તે છે સુખકાર;
જેથી પુર્ણ પ્રભા પરકાસે, અગ્નિ સુર્ય અપારરે. તમે.
જેનું ગાન હંમે જીભ્હાથી. જપે મહા મુનિરાય.
સારદ સહિત [illegible] આદિ સૌ, ચરણ તણી રજ ચાયરે. તમે.

### પદ ૩૦ મું. રાગ ઉપરનો.

જાગો સુજન આશો જાગરે. સુણકાગે સીતારામ.

જેથી કોટિક સુધરે કામરે, જપો સુજન આઠો જામ. ટેક.
લેતાં નામ દોષ નહિ લાગે, બેસે નહી બદ્દામ;
જુવો જેનાથી આરે જગમાં તર્યા છે ભક્ત તમામરે. જપો.
રામ નામનો મહિમા રૂડો, અનુપમ જગમાં અપાર;
મહીમાં જેથી મંગળ થાયે, દુઃખડાં દલનારરે. જપો.
જપ્યા નામ જેથી મહા જોગી, પામ્યા મુક્તિ મર્મ.
વિઘન ગયાં તેનાં સૌ વામી, ધારી ધીર સુધર્મરે. જપો.
હંસ કવિ જેનાથી હરદમ, પૂરણ ધારો પ્યાર;
શરીર યાત્રા સુફળ કરવા, ભરો ભક્તિ ભંડારરે. જપો.

## પદ ૩૧ મું. રાગ ગરબી.

છોડમાં છોડમાં છોડમાંરે, સ્યામ તણો સ્નેહ તું છોડમાં
જેમાં તેમાં પ્રિતી વૃથા જોડમાંરે, સ્યામ તણો સ્નેહ તું છોડમાં. ટેક.
હરિ કથા પડી મુકી સુણવી; ખેલ માંકડાના દેખવા દોડમાંરે. સ્યામ.

જ્ઞાન તણી વાત જયાં ચાલતી હોય ત્યાં.
વાતું અજ્ઞાનની રોડમાંરે. ... ... ... સ્યામ તણો.
કોઇ દાન દેતું હોય સાધુ સંતને,
ત્યાં જઇને પતર તેનું ફોડમાંરે. ... ... સ્યામ તણો.
ભાળી પ્રભુતણા સાચા ભક્તને,
એ ખોટા છે એમ અબખોડમાંરે. .. ... સ્યામ તણો.
કરે પ્રબોધ કોઇ પ્રભુનારે રાકનો.
તે સંભળી મુખડું મરોડમાંરે. ...... સ્યામ તણો.
કરીશ અનેક ઉપાય હરિ નામ વિના.
(તોય) તરીશ નહી જુગ ક્રોડમાંરે. .... સ્યામ તણો.
જન્મ મરણ દુઃખ ટાળવાનેરે
હંસરાજ તારૂ ભજનનો ગોડમાંરે. ... ... સ્યામ તણો.

## પદ ૩૨ મું. રાગ ઉપરનો.

ધારીયો ધારીયો ધારીયોરે, ધંધો ઉંધો તે નિશદીન ધારીયો.
હાથે આવ્યો હીરો તેથી હારીયોરે ... ... ટેક.

વેદ પુરાણ શાસ્ત્ર તેં ન વાંચીયાંરે,
વાત પ્રપંચતણી વિચારીયો. ... ...ધંધો.
દેવ દેવળ ગયો ન કદી દર્શનેરે
જોઈ પનઘટ જઈ પરનારીયોરે, ... ...ધંધો.
સંત સાધુને ઘેર નવ તેડીયારે,
જમાડયા ઘેર ઘણા જુગારીયોરે ... ...ધંધો.
પીધું ચર્ણામૃત નહી કદી પ્રીતથીરે,
દારૂ પીધા વિના તું ઘડી ના રહેવારે. ...ધંધો.
ધર્મ રસ્તે તેં પગલુ ના ધર્યુંરે,
કેવળ પાપનો પંથ આદરીયોરે. ... ...ધંધો.
પર હીત કર્યું ન કદી પ્રીતથીરે,
ભુંડા કામમાં તું ભેગો પધારીયોરે. ... ...ધંધો.
ઉંધા ઉદ્યમ તજી ભજે રામનેરે,
હંસરાજ તેણે જન્મ ભલે ધારીયોરે. ... ...ધંધો.

## પદ ૩૩ મું રાગ ઉપરનો.

નકામની નકામની નકામનીરે પરનારી તે જાણજ્યો નકામની;
એ ખાનારી કેવળ હરામનીરે, પરનારી તે જાણજ્યો નકામની. ટેક.

ભુપ સરખા પિયુને મેલે વેગળારે,
કરે પ્રીતી તે મુરખ ગુલામનીરે. પરનારી.
માલ હશે ત્યાં સુધી સાથે મ્હાલશેરે,
પછે ગણશે તે કીંમત બદામનીરે. પરનારી.

ગર જોબન ઇજત ધુળ મેળવેરે,
બુદ્ધિ તણી જાણો તે કાળ જામનીરે. પરનારી.
પુન્ય રસ્તે જવા દે નહી પાપણીરે,
રહેવા દે નહી ભક્તિ દીલ રામનીરે. પરનારી.
સિદ્ધ સાધક અપાર એણે છેતર્યારે,
મતિ ડોલાવી દીધી અજ વામનીરે. પરનારી
દુઃખ આપે લઇ જાય નર્ક કુંડમારે,
નારી સ્વાદ જાણો ચળ પામનીરે. પરનારી.
હંસરાજ સુધારે એક લોકનેરે,
તો દુર કરો દાયો પરભામનીરે. પરનારી.

## પદ ૩૪ મું. રાગ ઉપરનો.

ભજને ભજને ભજનેરે. ભાવે નામ પ્રભુનું ભજને,
વાણી સંતની સાચી સમજને. ભાવે નામ..........ટેક.

ચટકી દુનીયાંની છે દીન ચારનીરે,
માટે લોભ લાલચ કરતાં લજનેરે. ભાવે નામ.
જાતાં જુવાની વાર નહી લાગે,
મારા તાત તણો ભ્રમ તજનેરે. ભાવે નામ.
પકડી જાશે તે જમરા સર્વનરે,
રંક રાજા અને કોટીધ્વજનેરે. ભાવે નામ.
સુતાં ઉઠતાં બેસતાં સંભારનેરે,
રાગ જોઇશમાં ગોડી પરજનેરે. ભાવે નામ.
કાળ તણો તે ડર શિર દેવને રે,
ડર લાગે છે ઇંદ્ર અને અજનેરે. ભાવે નામ.
દાન પુન્ય કરી લે શુદ્ધ દીલથીરે,
ભાતું સ્વર્ગતણું વેગે સજનેરે. ભાવે નામ.

નાથ વિના બેલી કોઇ નથી જાણજે,
ઉર ધાર હંસરાજની અરજનેરે. ભાવે નામ.

### પદ ૩૫ મું. લાવણી એકત્રિસા ચાલ.

કર કર સત્વર ધ્યાન ગુરૂનું, પૂર્ણ ધરીને દીલ પ્રીતિ;
હરિ કૃપાએ દુઃખ તજીને, સુખે જઇશ તું જગ જીતી. ટેક.
બ્રહ્મ વિષ્નુથી ગુરૂ અધિક છે, વેદ કહે એમ સત રીતી;
શંકરથી પણ સમર્થ જાણી, રાખ ગુરૂમાં દ્રઢ પ્રીતી. કર કર.
ગુરૂ વિનાનું જ્ઞાન ન થાવે, અવર કરો કોટિક રીતિ;
ગુરૂ સેવથી દુર થઇ જાવે, કાળ તણી સઘળી ભીતિ. કર કર.
ગુરૂ વચન તે અમૃત સરખાં, વેદ લહે નહી કંઈ ઇતી;
ગુરૂ ચરણમાં રાખો પ્રીતી, વખત અમુલ્ય જાય વીતિ. કર કર.
ગુરૂ કૃપા વિણ મોક્ષ મળે નહી, ભલે ફરોને સરવ ક્ષીતી;
હંસરાજ કહે ગુરૂ પ્રતાપે, ગુરૂ ભજન તે હરી કીર્તિ. કર કર.

### પદ ૩૬ મું. રાગ ઉપરનો.

જય જગ જનની માતુ કાલિકા, સાધુ સેવકની તું કરણી;
હસ્ત ખપર તરસુલ બિરાજે, ક્રોધ દૈત્ય ઉપર ધરણી. જય.
ચંડ મુંડ મહીષાસુર સરખા, દેવી ખપરમાં ડાર્યા;
શુભ નિશુભ જે અપાર બળીયા. એક પલકમાં માર્યા. જય.
દેવ તણો પોકાર સુણીને, રૂપ અનેક તેં ધરીયાં;
વિસહથી વિકરાળ બણી બહુ, કામ કઠણ એ કરીયાં. જય.
પાવાગઢપર આદ્ય આનાદનું, ધામ અવિચળ રાજે;
તેજ વિશાળ મૂરતી સુંદર, કનક છત્ર શિરપર છાજે. જય.
રાજ્ય પતૈનું પ્રબળ હતું તે, શ્રાપ આપી ઉથાપ્યું;
ભક્ત તણો ભય ભંજન કરીને, અભયપદ તેં આપ્યું. જય.

અકળ ઇશ્વરી આદ્ય અંબિકા, પાર આપનો કોણ પાવે;
હંસરાજ કહે તુજ કૃપાથી, સિદ્ધ મનોરથ સર્વ થાવે. જય.

**પદ ૩૭ મું. જગની માયા સરવે જુઠી એ રાગ.**

સાચી ગુરૂજીની વાણી મનવાજી, સાચી ગુરૂજીની વાણી. ટેક.

આરે કાયા માંહી વસેરે નિરંજન,
પ્રેમ નુર તે લીધો પીછાણી. મનવાજી.
ઇડા પિંગલા સુક્ષમણા સાધી,
મોજ અમુલખ લે નીત્ય માણી. મનવાજી.
નાભી કમળમાંથી પ્રાણ ઉપાડી,
જાને બ્રહ્માંડ શિશે તું પ્રાણી. મનવાજી.
અદ્ભુત રચના ત્યાં કને રાજે,
વચે છે ત્રિવેણી નિશાણી. મનવાજી.
અનુપમ આસને અલખ બિરાજત,
તેજ કોટી સુરજ લેહે તાણી. મનવાજી.
કહે હંસરાજ શ્રી ગુરૂજીને ચરણે,
બ્રહ્મ રૂપ ઓળખ તું પ્રેમ આણી. મનવાજી.

**પદ ૩૮ મું. રાગ ઉપરનો.**

પલે પલે સમરને શ્રીહરિ, જીવ પલે પલે સમરને શ્રીહરિ. ટેક,

પાણીરે તણો નાખી મુળ પાયો
કાયા કાચી પ્રભુયે કરી. પલે પલે.
વણસી જાતાં વાર નહી લાગે,
પડશો લક્ષ ચોરાસીમાં ફરી. પલે પલે.
મનુષ્ય દેહ તે મળવો છે મુસ્કેલ,
કરી ભજન જાને તું તરી. પલે પલે.

શામરે નામનું ખાનું છે મોટું,
જેથી જમ રહેશે દુર ડરી. પલે પલે.
આ અવસર જાય છે અમુલખરે.
કરી લે ને તું કમાણી ખરી.
હંસરાજ કહે શ્રી ગુરૂ ચરણે,
સોહં સોહં લે જાપ ભરી. પલે પલે.

### પદ ૩૯ મું. રાગ ભરથરીનો.

મરી જાવું દુનીયાં મેલીરે, પડી રહેશે ઝુંપડી હવેલીરે;
ભજને તું તેથી પરિબ્રહ્મને. ... ... ... ટેક.
સુખરે દીધું ઘણું આ દેહને, ખવરાવ્યા પકવાન મેવારે;
નકીરે પડશે પલકમાંરે, પડયો તેને પડવાનો હેવારે. ભજને.
કપડાંરે પેરછ મોંઘા મુલનાં, શાખાઝ ઘરેણાં અંગ ધારીરે;
સાથે નહી આવે વીંટી વાલની, લેશે તે આખર ઉતારીરે. ભજને.
લાંબીરે આયુષ્યવાળાં જાતાં રહ્યાં જેની પાછળ ખબરૂં ના મળીરે;
થોડીરે આયુનો ગર્વ ન ધારવો, ઘડીમાં જાશે કાળ ગળીરે. ભજને.
સંસારી સગાંરે સર્વે જુઠનાં, સીખ લેજો સાચી ધારીરે;
હરિ ભજીને કહે હંસરાજ, સમો લે આ અમુલ સુધારીરે. ભજને.

### પદ ૪૦ મું. રાગ ઉપરનો.

એ તો મન ચોરાસી વિચારીરે, ભવોભવ પડે દુઃખભારી;
શોધ્ય ને તું તેથી સુંદર શામને. ... ... ટેક.
પશુરે માંહી દુઃખ બહુ પામે. ધુંસરૂં કાંધપર ધારેરે;
ખાવારે દીયે નહી પુરૂં ઘાસને, માર ઉપર બાહુ મારેરે. શોધ્યને.
પંખીરે થઇને વનમાં ફરવું; કરવો ઝાડપર વાસોરે;
અપરાધી મારે આવી એહને થીર નહી રહેવાનો સાસોરે. શોધ્યને.

જળાચર થઇને જળમાં રહેવું, નહી ઠેકાણુંને ઠામરે:
મોટારે જીવો તેમાં મારે, ડર તેનો આઠે જામરે. શેવ્યને.
પાડ ઝાડનો અવતાર પામશો, દુઃખ એમાં બહુ દેખોરે.
હંસરાજ કહે હાથ જોડીને, લાંમ ભજનમાં લેખોરે. શેવ્યને.

**પદ ૪૧ મું. રાધે રીસ તજો એ રાગ સાતવાર.**

રવિકુળની સમરી રીતી, પ્રીતમ તજો ન પ્રીતી;
આવો અભીતીરે, મુજને રામ મળો.
ચંદ્ર તાત બાંધો રઘુચંદર, આવો લંકા અંદર;
બળ લઇ બંદરરે. મુજને રામ મળો
મંગળ કરવા મારૂં મોરારી, આવોને અઘુરારી;
વાંક વીસારીરે. મુજને રામ મળો
બુદ્ધવંતને કહેવું શું વ્હાલા, કરૂણ ન થાવ કૃપાલા;
રામ રસાલારે. મુજને રામ મળો.
ગુરૂકૃપાએ ગરૂડાગામી, સીધ્ર હણો લંકસ્વામી;
નામ બહુ નામીરે. મુજને રામ મળો.
શુક્ર શિષ્યનું મુળજ શોધી, કાઢો થઇને ક્રોધી;
બળીયા વીરોધીરે મુજને રામ મળો.
શનિશ્ચરનાં શિધ્રજ ચાલો આવી ધિરજ આલો;
કાપી કસાલોરે, મુજને રામ મળો.
સિતાજીની અરજ સ્વીકારી, ત્રીકમ થયા તયારી;
ધનુષ સુધારીરે, મુજને રામ મળો.
અવધપતિ હંસ કવિ આવ્યા, સોના તાપ સમાવ્યા;
વેગે વધાવ્યારે, મુજને રામ મળો.

**પદ ૪૨ મું. રાગ ઉપરનો પંદર તિથિયો.**

પડવે પુરણ કરીને પ્રીતિ, રામ ભજો રૂડી રીતિ:

જાઓ જગ જીતીરે, ભાવે રામ ભજો,
બીજે ધ્યાન દીયો સિદ બીજે, રઘુપતિ નામ રટીજે;
તુરત તરીજેરે, ભાવે રામ ભજો.
ત્રીજે દુષ્ટ કર્મ સૌ તજને, ભાવે પ્રભુને ભજને;
સાચું સમજનેરે ભાવે રામ ભજો.
ચોથે વેદ કહે એમ ચારે, પૂરણ સત્ય પોકારે;
ત્રિકમ તારેરે, ભાવે રામ ભજો.
પાંચમ મુકી દીયો સર્વ પાપં, જપો હરિના જાપં;
ઈશ્વર આપંરે, ભાવે રામ ભજો.
ખટમી આયુ વૃથા શિદ ખોવો, જાગી દીલમાં જોવો;
શીદને સોવોરે, ભાવે રામ ભજો.
સાતમે વાત કહું છું સાચી, મોહ માયા બહુ માચી;
કાયા છે કાચીરે, ભાવે રામ ભજો.
આઠમે અલખ ધણી આરાધો, વિષયામાં નહિ વાધો;
સાધન સાધોરે, ભાવે રામ ભજો.
નવમી કરી જુવોને નીર્ણે, સ્યામ તણે થય શરણે;
વેદ એમ વર્ણેરે, ભાવે રામ ભજો.
દસમી જ્ઞાન દીપ લઇ દેખો, લાખવાનું નવ લેખો;
પ્રભુને પેખોરે, ભાવે રામ ભજો.
એકાદસીયે પામો આનંદા, ફોગટના છોડો ફંદા;
ગાવ ગોવિંદારે, ભાવે રામ ભજો.
દ્વાદસીયે શુભ દીનમાં, માધવ રાખો મનમાં;
સુખ જન જનમાંરે, ભાવે રામ ભજો.
તેરશ વાત કહું છું તમને, પ્રીતે ભજો પરમને;
લાગે ડર જમનેરે, ભાવે રામ ભજો.

ચત્રદસીયેં મટે ચોરાસી, ઉર રાખો અવિનાસી;
હેતે હુલ્લાસીરે, ભાવે રામ ભજો.
પુનમે મોક્ષ પદને પાવો, ગુણ નીત્ય હરિના ગાવો;
લિયો જગ લ્હાવોરે, ભાવે રામ ભજો.
સત્ય કહે હંસરાજ વિચારો, ધરણીધર દીલ ધારો;
જન્મ સુધારોરે, ભાવે રામ ભજો.

## પદ ૪૩ મું. રાગ સખી સાવિત્રી વ્રત આજ પુરણ કરીયેરે એ રાગ.

પહેલું પાળો અહિંસ વ્રત, જુગતે જાણીરે;
મન વચન કરમે કોઈ, પીડો ન પ્રાણીરે.
વ્રત બીજું તે સત્ય વિશેષ, હૃદયે રાખોરે;
વૃથા કોઈ દિન વાણ, ભૂલે ન ભાખોરે.
ત્રિજું તે અસ્તેય નેમ, ચોરી તજીયેરે;
લેતાં વસ્તુ પારકી આપ, દીલથી લજીયેરે.
ચોથુ નેમ બ્રહ્મચર્ય, પ્રીતે પાળોરે;
જે મૈથુન આઠ પ્રકાર, મનથી ટાળોરે.
વ્રત પાંચમું ક્ષમા પ્રમાણ, દ્રઢ કરી ધારોરે;
દુર્વચનો કરી સહન, ક્રોધ નિવારોરે.
વ્રત છઠ્ઠું તે ધીરજ હેજ, તે નવ ત્યાગોરે;
સુખ દુઃખ કરી સહન, ભજને લાગોરે.
વ્રત સાતમું દયા સમાન, દીલથી સેવોરે;
સર્વ પ્રાણીનું કરવું હીત, ભાવજ એવોરે.
વ્રત આઠમું આર્જવ નામ, અહંમતા છોડોરે;
રહેવું સરલ સ્વભાવે સદૈવ પ્રીતિ જોડોરે.

વ્રત નવમું સુક્ષ્મ અહાર, સાત્વિક જમીયેરે;
તમો ગુણી ખોરાક માંડી, કદી નવ જમીયેરે.
વ્રત દસમું તે દહનો મેલ, જળથી હરીયેરે;
મનના સઘળા દોશ, તે દુર કરીયેરે.
વ્રત એકાદસમું તપ, આપે આદરવુ રે;
કાયા વાણી મનથી લેશ, પાપ ન કરવુંરે.
વ્રત દ્વાસમું સુખદાય, સંતોષ શેવોરે;
હરી આપે તેમાં હંમેશ, આનંદ લેવોરે.
વ્રત તેરમું શ્રદ્ધા વિશેષ, કરવી સાચીરે;
હરિ ગુણ માંહી હમેશ, રહેવું રાચીરે.
વ્રત ચૌદમું દાન ગણાય, દીનને આપોરે;
સત પાત્રને આપી દાન, કષ્ટજ કાપોરે.
વ્રત પંદર હરિ પુજન, કરવું ભાવેરે;
બાહિરને માનસિ બેય, જે મન ફાવેરે.
વ્રત સોળમું કરો શ્રવણ, સિદ્ધાંત વાણીરે;
ગ્રંથ વેદાંત કેરો સાર, સુણજો જ્ઞાનીરે.
વ્રત સતરમું મોન મહંત, વધુ ન બોલોરે;
ખપ જેટલા સાચા બોલ, ખાંતે ખોલોરે.
વ્રત અઢારમું લાજ, . વેદની કહીયેરે;
નિંદીત કામથી દુર વેગે રહીયેરે.
વ્રત ઓગણીશમું છે જાપ, પાપ હરે છેરે;
કરતાં ઓહંમ્ શબ્દ ઉચ્ચાર કામ સરે છેરે.
વ્રત વીસમું જાણો હોમ, અગ્નિ પૂજોરે;
જ્ઞાન અગ્નિયેં ઇંદ્રિયો હોમ, કરવા ઝુઝોરે.
દસ યમ અને દસ નેમ. શાસ્ત્રો ગાવેરે;

એને પાળે તે હંસરાજ, સંત સુખાવેરે.

## પદ ૪૪ મું રાગ ગોડી.

સૌ દેવને વંદના કરૂં સુખકારી. સૌ દેવને વંદના કરૂં સુખકારી. ટેક.
ગણેશ ધનેશ સરસ્વતી ગૌરી, પ્રભુ વિધાતા પુરારી. સૌ દેવને.
સુરજ ચંદ્ર રીદ્ધી સીદ્ધી સાધક, વરૂણ તારા વિસ્તારી. સૌ. દેવને.
નવ લક્ષ ચંડી નવે કુળ નાગ, ધર્મરાજા દંડ ધારી. સૌ દેવને.
તેત્રિશ ક્રોડ દેવ દાનવ પીતૃ, ઇંદ્ર સ્વર્ગ અધિકારી. સૌ દેવને.
સાત વાર તિથી સતિ જતી સીદ્ધ, કુંતા જનક દુલારી. સૌ દેવને.
સાવિત્રી સખી ગાયત્રીને ગીતા, રાંદલ નારાયણ નારી સૌ દેવને.
પંચ તત્વ સાત દીપ પાંડવ, વિષ્નુ અવતાર વિચારી. સૌ દેવને.
અડસઠ તિરથ નદીઓને સાગર, સપ્તપુરી ધામ ચારી. સૌ દેવને.
એંસી આઠ હજાર રૂષિ મુનિ આદી, ધ્રુવ પ્રેહલાદ તપ ધારી. સૌ દેવને.
આઠ કુળી પરવત રૂદ્ર એકાદસ, શાસ્ત્ર વેદ વિચારી. સૌ દેવને.
ચિરંજીવી સાતેય દશે દિશાયો, નાથ ત્રિગુણ નિહારી. સૌ દેવને.
જોતિ શિવ બાર ચોસઠ જોગણી, બાવન વીર મેઘ બારી. સૌ દેવને.
ધણી રૂપ હંસરાજ ચરાચર પેખી, વંદન કરૂ બહુ વારી. સૌ દેવને.

## પદ ૪૫ મું. રાગ આડ.

ગુજ્ઞ કારજ સરતાં મુક્તિને વરવા; હરિ નથી કરવા ધરો હૃદયમાં ધ્યાન.
ભવ સિંધુ તરવા. કાળે ન ડરવાં જન્મને હરવા, ભજો તમે ભગવાન. ટેક.

સત્યાસત્યનો વિવેક સમજી, કરો તમે નિરધાર;
જગત સર્વે જુઠું જાણશો. ઇશ્વર સત્ય આધાર. ગુજ્ઞ.

દુઃખ જે છે સર્વે લોક સૃષ્ટિનું, દેખો તે દુઃખકાર;
અખંડ સુખ છે બ્રહ્માનંદનું. એનો કરો ઉપચાર. ગુજ્ઞ.

સત ગુરૂ પાસે જ્ઞાન લહને, વિલવો સર્વ વિકાર;

ઉત્તમ આસને બેસી એકાંતે, વિચારો બ્રહ્મ વિચારરે. શુભ.
મનની રાખો અહોનિશ માળા, આનંદ ધરી અપાર;
દ્રષ્ટિથી નાસિકા અગ્રજ દેખો, સોહમ્ શબ્દ ઉચ્ચારરે. શુભ.
હંસરાજ એવો લક્ષ હોતા, તમે થશો તદાકાર;
ધ્યેય વસ્તુનું ધ્યાનજ ધરતાં, બણશો બ્રહ્માકારરે. શુભ.

## પદ ૪૬ મું. રાગ ઉપરનો.

સબ જગવાસી છો અવિનાસી, પ્રેમે પ્રકાસી જાણો ને જરૂર;
કાટે ચોરાસી માયા જ્યાં દાસી, હેતે હુલાસી નિરખો સુંદર નુર. ટેક.
પથર કાષ્ટમાં પાવક પુરણ, ફુલની માંહે વાસ;
તલને વિશે તેલ રહ્યું જેમ એમ દિસે અવિનાશરે. સબ
દહીની મધ્યે ઘ્રત જેમ દેખો, અક્ષર માંહે અર્થ
બીજની માંહે વૃક્ષ સમાયુ, સૌનું છે તે સામર્થરે. સબ.
પંખાની અંદર ગુપ્ત પવન, કાંસામાં રણુકાર;
નીર અવનિ માફક નિશ્ચે, સ્વામ અને સંસારરે. સબ.
વાસુદેવનો અર્થ વિચારો, વિશ્વ બધામાં વાસ;
દુર ફરો નહી બીજે દેખવા, પ્રભુ તમારી પાસરે. સબ.
હંસરાજ કહે પ્રગટ હરિ છે. સંસ્કારે સમજાય;
પુરૂષાર્થને કરતાં પ્રીતે, માલિક ને મેળવાયરે. સબ.

## પદ ૪૭ મું. કર મન ભજનનો વેપારજી એ રાગ.

કર જીવ આતમની ઓળખાંણુ, જગ આ સરવે જુઠો જાણુ;
કર મન આતમની ઓળખાણજી. ટેક.
સ્થુળ દેહ તે તારો નહી ભાઈ, પંચભુત પરમાણુજી;
તે તો બણીયોરે તેત્રીશ તત્વે, જડ પરીણામાં જાણુ. કર જીવ.
સુક્ષ્મ દેહ તે નહિરે સાક્ષી. વાસના વખાણજી.

સ્વપ્ન જેવો તત્વ સતર એમાં હુંપણું નવ આણુજી. કર જીવ.
કારણ દેહ તે ત્રીજો કહીયેં, એમાં છે અજ્ઞાનજી.
આઠ તત્વ છેરે એમાં, દ્રષ્ટા નહી નિર્વાણુજી. કર જીવ.
હંસરાજ કહે ચોથો દેહ તે, મહા કારણ માનજી;
તુર્યાતિત છે રૂપ તારૂં, પ્રેમે કર્ય પીછાણુજી. કર જીવ.

## પદ ૪૮ મું. રાગ ગરબી.

પ્રાણી ભજી લ્યોરેનીશ દીન રણછોડ નામને:
એથી પામશો વૈકુંઠ ધામરે, પ્રાણી ભજી લ્યો.....ટેક.
દીલ વિશે દયા શુદ્ધ ધારજોરે;
તજો મોહ મમતા ક્રોધ કામનેરે પ્રાણી.
દેહ જુઠી છે જાણી લ્યો પ્રાણીયારે;
તેથી છોડો સંઘરવા દામનેરે. પ્રાણી.
સ્વારથ સુધી સગાઇ છે સર્વનેરે;
મોહ લાગ્યો છે દુનિયા તમામનેરે. પ્રાણી.
જ્યારે કાળ અચાનક આવશેરે;
ત્યારે સેવાશે નહી ધન ધામનેરે. પ્રાણી.
અલ્પ સુખ સંસારનું ઓળખોરે;
સત્ય દીલથી સંભારો સુંદર સ્યામનેરે. પ્રાણી.
પુનમે પુનમે ડાકોર વિશે જાવનેરે;
સદા ગાવો ગોવિંદ ગુણ ગ્રામનેરે. પ્રાણી.
હંસરાજ કહે છે વાત હીતનીરે;
ગણો સ્થીર ભક્તિ ગ્રહો ગામનેરે. પ્રાણી.

## પદ ૪૯ મું. રાગ ઉપરનો.

ભક્તિ ભરથર્ગની સત્ય જાણીયેરે, એને ભક્તોમાં પેલો પ્રમાણીયેરે ટેક.

જેણે દેહ ધર્યો ભજનમાં ગાળવોરે,
તજ્યો પલમાં બાણું લક્ષ માળવોરે ભક્તિ.
તજી દીધી સુંદર નારી પિંગળારે;
સર્વ કુટુંબ સગાં કીધાં વેગળારે. ભક્તિ.
ધન માલને સાહ્યબી પરહરિરે,
રોતી મેલી જેણે કૃષ્ણા કુંવરીરે. ભક્તિ.
દુનીયાં જુઠી એવું એણે ભાળ્યુંરે,
એથી આસન તો વન વિશે વાળીયુંરે. ભક્તિ.
સુખ સઘળા સંસારનું ત્યાગીયુંરે
જેને વચન ગુરૂનું ખરૂ લાગીયુંરે. ભક્તિ.
ધ્યાન લાગ્યું પ્રેમે હરિ નામમાંરે,
દેહ ધર્યો નહી શિત ધામમાંરે. ભક્તિ.
હંસરાજ હરિથી તાર મેળવોરે,
પથર જેવા હૃદયને ગાળવોરે. ભક્તિ.

## પદ ૫૦ મું. રાગ પ્રભાતી.

આપોરે રજા જનુની મુજને, ધીરજ દીલમાં ધારી;
મારા પીતાએ જવાની વનમાં, આજ્ઞા કરી સુખકારી. ટેક.
રાજ્યરે દેતાં વન કેમ આપીયું, એવડો વાંક શો આવ્યો;
ભરમાવ્યા કૈકેઈરે ભુપને, દાવ કેનો ફાવ્યો. આપોરે,
રાજારે પાસે બે વર માગીયાં, મારી કૈકે માયે;
ગાદીરે ભરત બેસે ગાદીયે, રામ વનમાં જાયે. આપોરે.
કામ ઘણું છે મારે વનમાંરે, જ્યાંરે છે મુનીરાજી;
તમારી કૃપાથી ચૌદ વરસે, પાછો આવીશ હું આંહી. આપોરે.
ઉપાય એવોરે તમે કરજ્યો, રાજા પ્રજા રહે રાજી;
દીયોરે રજાને આશિષ મુજને, મેહેર કરીને માતાજી. આપોરે.

કહેરે વચન ત્યારે કૌસલ્યા, જય થાઓ પુત્ર તમારી;
હંસરાજના સ્વામી આવી વેગથી, લેજો ખબર હમારી. આપોરે.

### પદ ૫૧ મું. રાગ ઉપરનો.

માનીરે વચન સતી મારૂં, તમો અયોધ્યામાં રહોને;
સાસુ સસરાની કરી ચાકરી, બદલો મારો કાંઇ ઘોને. ટેક.
વનમાંરે છે બહુ વાંદરા, દેખીતાં ભયકારી;
જેનેરે દેખી ડરે શુરવીર, તમને લાગશે ડર ભારી. માનીરે.
નદીરે નાળાં બહુ મારગે, કાંટા ઘણા દુઃખદાઇ;
ખાવાને વનફળ એક વખત, તે પણ સમે મળે નાંઇ. માનીરે.
ઝાડને તળે પથારી સુંદરી, કરવી પડે ડાભ કેરી;
મોટારે રાક્ષસ માણસ મારનાર, જ્યાં છે જનાવર ઝેરી. માનીરે.
દુઃખરેદાયક છે બહુ ડુંગરા, વાઘ વરૂ જેમાં રહે છે;
ભમેરે ઘણાં ભીલ ભામની, જાય તેને લુંટી લે છે. માનીરે.
કષ્ટરે ઘણું છે જયાં કામની, ઘરે રહો તો સારૂ;
હંસરાજનો સ્વામી કહે જાનકી, ત્યાં નથી કામ તમારૂં. માનીરે.

### પદ પર મું. રાગ ઉપરનો.

હે સ્વામીરે અરજી એક મારી કૃપા કરી દીલ ધરીયે;
દાનરે દાસીને લઇ સાથમાં દુઃખ વિજોગનું હરીયે. ટેક.
વનરે અયોધ્યા નાથ મારે, ડુંગરા મેડીયું મોટી;
ઝાડીયા ગણીશ પ્રભુ ઝાડીને, ઓરડો ઓશરી પર્ણકુટી. સ્વામી.
સસરો સાસુરે રૂષિ પત્નિ, સજ્જન ભીલડાં મ્હારાં;
અમૃત જેવાં ફળ ફુલ લાગશે, દેખી ચરણ તમારાં. સ્વામી.
ડાભ તણીરે પથારીયું, ગણીશ પલંગ સરીખી;
શેવા કરી રઘુનાથ આપની, હું તો રહીશ મન હરખી. સ્વામી.

વાઘ વરૂ ભીલને વાંદરાં, તે તો કરે શું મુને સ્વામી;
ત્રણ લોકમાં તમ સમ ત્રીકમા, નથી કોઈ અધિક બહુનામી. સ્વામી.

પદ ૫૩ મું. રાગ ઉપરનો.

વનરે જાતાં પ્રભુને જાણીયા આવ્યા લક્ષ્મણ ધાઈ;
હાથરે જોડયા હરિ આગળે, બોલ્યા રઘુકુળ રાઈ. વનરે.
આગ્નારે માની લક્ષ્મણ માહરી, આપ રાજ્યમાં રહીયે;
પીતા માતા પ્રજા પુરને, દુઃખ પડવા ન દઈયે. વનરે.
તમને લઈ જો હું સાથમાં, ભરતજી આવ્યા નથી ભુવને;
પ્રજારે કુટુંબી સર્વે આપણા, દુઃખીયાં થાય સો જનરે. વનરે.
માતરે પિતા બંધુ માહરા, સાચા રઘુપતિ સ્યામ;
સરવે ના તો છે પ્રભુ આપથી; કોઈનું નથી મારે કામ. વનરે.
હુંરે શેવક તમે સ્યામ છો, લક્ષ્મણ કહે અકળાઈ;
ત્યાગો તો જોર નથી ત્રીકમા, પડયા ચરણની માંઈ. વનરે.
માગોરે રજા જઈ માતની, બોલ્યા રઘુકુળ નાથ;
હંસરાજનો સ્વામી કહે હરખથી, ચાલો અમારી સાથ. વનરે.

પદ ૫૪ મું. રાગ ઉપરનો.

શ્વાસરે ઉસાસે ભજો રામને, સમય ખાલી ન ખોવો;
વહેતા પુરની પેઠે જાય છે આયુષ અસુલખ જોવો. ટેક.
મોંઘીરે મળી છે દેહ મનુષ્યની, તે તો ભુલી નવ જાશો;
હરિરે ભજન વિના દિલમાં. પછી બહુ પસ્તાશો. શ્વાસરે.
પ્રભાતે વહીનેરે પ્રીતથી, નિર્મળ નિરથી ન્હાવો;
નીત્ય કર્મ કરી આપણું, ગુણ ગોવિંદના ગાવો. શ્વાસરે.
વાણીરે તજો તમે જુઠડી . એ છે અતિ દુઃખદાઈ;
જમેરે અસો નારી [illegible] ગામની. સમજો મનડા ની માંઈ. શ્વાસરે.

મહિમા મોટો છે રામ નામનો, મુનિ નિશદીન ગાવે;
શિવારે જપી નામ સહસ્રને, પછીથી અનાજ પાવે. શ્વાસરે.
હંસરાજ કહે ભાઈ સાંભળો, વાત કહું છું સાચી;
નિશદીન ચિત્ત એક રાખી, રહોને ભજનમાં રાચી. શ્વાસરે.

## પદ ૫૫ મું. રાગ પ્રભાત.

હે શિવ શિવ જપુ સદા, વસી હીમ ગીરમા;
પ્રભાતે ઉઠીને પ્રીતે, નાઉ ગંગ નીરમા. હે શિવ.
ગંગા તણા નીરથી, નવરાવું આપને;
પુજા કરી ઉજ્વલ મને, હરૂ ત્રિવિધ તાપને. હે શિવ.
ધ્યાન તારૂં ધરૂં ધીરથી, બેસી ઉત્તમ આસને;
શ્વાસ ઉસાસે કરી અજંપા, ટાળુ જમના ત્રાસને. હે શિવ.
યોગ નીદ્રામાં મુજને, ધસે લગણુ નીતરે;
ડર ન રાખે દીલ વિશે, જાણે મુજને ભીંતરે. હે શિવ.
કૃપા સિંધુ કરી કરૂણા, ભૂપ કહે ભરત હરી;
હંસરાજના સ્વામી આપીએ દીવસ સુખમય હે હરી. હે શિવ.

## પદ ૫૬ મું. થાળ ભજન.

સેવકનો શુદ્ધ ભાવજ જાણી, વેલા આવો વ્રજરાઈ;
પ્રસાદ લઈ આપો પ્રસાદી, દીન બંધુ સુખદાઈ. ટેક.
ગરમ નીર કર્યું છે ગોવીંદ, નાથ લીયોને નાઈ;
સોળ પ્રકારે પુજન સમર્પુ, વાલા લઉ વધાઈ. સેવક.
કેશર ગલાલ અબીલ કુમકુમ, ચોક પુર્યો ચતુરાઈ;
કંચન થાળ મનોહર કેશવ, રતન જડીત રઘુરાઈ. સેવક.
પાક પુરીને દુધપાક પ્રીતમ, મેવા દ્રાક્ષ મીઠાઈ;
શાક ભાજ્યા છે અતી સ્વાદીષ્ટ; તળીયા પાપડ તેલ નપાઈ. સેવક.

સુગંધી ભાત થયો છે, સુંદર, દાળમાં નથી ભુલ દરસાઇ;
અથાણું બહુ સુધર્યું છે ઉત્તમ, એ પીરસુ ઉમંગાઇ. સેવક.
દહીં માખણુને કઢીયલ દુધજ, દઉ સાકર દલાઇ;
સ્નોવણ ઝારી ભરી જળ સીતળ, આચમન કરો અધાઈ. સેવક.
લવીંગ સોપારી એલચી લાલન, બીડાં ધર્યા બનાઇ;
પલંગ હેમનો હીરની પાટી, ત્રીકમ રેશમ તણી તળાઇ. સેવક.
અંનપોઢણ કરીએ ઇશ્વર, છબીલા હેતે સેજ બીછાઇ;
પંખો તાણું પ્રભુજી પ્રેમે, ચરણકમળ ચીત ચાઇ. સેવક.
ક્રપા દાસ પર પુરણ કીધી, હરી આવ્યા હરખાઇ;
હંસરાજ કહે હેતેથી હરજી, મોહન વસો મનમાંઇ. સેવક.

## પદ પ૬ મું.

ક્રસ્ન ક્રસ્ન ક્રસ્ન કહુ, સભાને જય ક્રસ્ન;
સચીદાનંદ સરવને, પ્રભુ રાખજોજ પ્રસ્ન. ટેક.
સંત પુરૂષોએ આવી સભામાં, વદીયા શુભ વિચાર;
શ્રવણ મનન કરતાં સુખે, પોચાશે ભવ પાર. ક્રસ્ન.
હરીજન આપ પધાર્યા હેતે, અતી થયો આનંદ;
ક્રસ્ન ચંદ્રનું કીરતન કરતાં, દુર થાય છે દુઃખ દંદ. ક્રસ્ન.
આવો ઉત્સવ કરો અહોનીશ, સર્વ મળી સજજન;
વાતોમાંહી ખોવો નહી વખ્ત, ભાવે કરો ભજન. ક્રસ્ન.
હંસરાજ કહે ભજતાં હરીને, જન્મ મરણ બે જાય;
સર્વ પ્રેમથી બોલો સાથે, રામક્રસ્ન રઘુરાય. ક્રસ્ન.

## ઇતી પદ બાવની સંપુર્ણ.

—∞—

# જ્યોતિષ વિચાર.

## દિવસનાં ચોઘડીયાં.

*અખાં આદીત્ય ઉદ્વેગ, શુક્રવાર ચળ સમજો, લાભ બકી બુધ લેખ
સોમ અમૃતહી સુણજો. કાળ શની કહેવાય, પઠીયે ગુરૂ શુભ પ્રીતે,
ભોમે રાગ ભણાય, અખાં ઉદ્વેગ આદીતેં. ૧.

## રાત્રીનાં ચોઘડીયાં.

દીનકરે શુભ દેખ, ગુરૂયે અમૃત ગણીયેં, સોમવાર ચળ સમજંત,
ભ્રગુયે રોગજ ભણીયે, મંગળ કાળ ભણંત, લાભ શનિશ્ચર લેખો,
બુધ ઉદવેગ અદંત, દીનકરે શુભ દેખો. ૨.

## દિશા કાળ વિચાર સવૈયા.

રવિવારહી કાળ રહાવત ઉત્તર વાવ્ય વિશે ચંદ્રવાર વિચારો:
ભોમ કહાવત પશ્ચિમમેં ત્યમ, બુધતણે દિન નૈરૂત ધારો.
ગુરૂવાર તે દક્ષિણ કાળ ગણાવત, અગ્નિ વિશે ભ્રગુ છે નિરધારો;
પુર્વ દિશા શનિ કહેવત પંડિત, નાંહી ઇશાનમે કાળ પ્રચારો. ૩

## જે દિશામાં કાળ હોય ત્યાં જવું હોય તો નીચેની ઘડીયો તજીને જવાય દોહા.

૮ ૩ ૬ ૧ ૪ ૭ ૨
વસુ સંધા રૂતુ ચંદ્રમા, વેદ મુની દ્રગ ધાર;
રવીથી અનુક્રમ ઘડી તજી, કાળ દોષ નિવાર. ૪

---

*અનુક્રમે ચોઘડીયાં સમજવાં જેમ કે રવીવારને દીવસે પહેલું ઉદવેગ બીજું ચળ વીગેરે.

## યામાર્ધ ચોઘડીયાની સમજુતી દોહા.

૪ ૭ ૨ ૫ ૮ ૩ ૬
વેદ મુની અને અયન સર, વસુ સંધ્યા રસ જાણ;
રવીથી યામાર્ધ અનુક્રમે, ચોઘડીયાં પહિમાણ.

## દિશા શુળ દોહા.

પૂર્વ શોમ શનીવાર શુળ, દક્ષિણ દીશ ગુરૂ દેખ;
બુધ મંગળ ઉત્તર વળી, પશ્ચિમ ભ્રગુ રવી પેખ. ૫

## જોગણી ઘર દોહા.

એકમ નોમે પુર્વમાં, ઉત્તર દસમી બીજ;
બારસ ચોથ નૈરૂત્ય ગણો, અગ્નિ એકાદશી ત્રીજ. ૬
દક્ષિણ ત્રયોદસી પંચમી, જાણે છે સૌ કોય;
પશ્ચિમમાં છઠ ચોદસે, જોગણીનું ઘર હોય. ૭
સાતમ પુનમ વાવ્યમાં જોગણીનું ઘર ધાર;
ઇશાન અમાવસ આઠમે, સત્ય વાત નિરધાર. ૮
શુકલ કૃષ્ન પક્ષનો, તેમાં નહી કંઇ ભેદ;
સનમુખ શુભમેં જોગણી, ઉપજાવે છે ખેદ. ૯
જો હોય કાર્ય અચુક તો, ગમન કરો બે પોર;
જુવા વિશે પ્રષ્ટ જોગણી, આપે આનંદ ઓર. ૧૦

## નક્ષત્ર જોવાનો વિચાર ચોપાઈ.

ચૈતરથી જે ગયા હોય માસ, બમણા કરી લ્યો તેર હુલાસ;
અધુરા માસના દિવસ આણો, તે દિન નક્ષત્ર તેજ પ્રમાણો. ૧૧
દોહા. ચાલુ માસના દિવસ ગણો, તેમાં ભેળો તેર;
માસ નામથી ગણો નક્ષત્ર, તેમાં ફારન ફેર. ૧૨

## નક્ષત્ર ઉપરથી ચંદ્ર જોઈ નામ પાડવાનો વિચાર દોહા.

અશ્વની ભરણી પોર કૃતિકા, ચંદ્ર મેષના હોય;
અ, લ, ઈ, અક્ષર તેહના. ધામ પુર્વમાં જોય. ૧૩

ત્રણુ પોર કૃતીકા રોહણી, મૃગશરના બે જામ;
બા, વ, ઉ, વરણો વરખ છે, દક્ષિણુ દીશે ધામ. ૧૪
બે પોર મૃગશીર આર્દ્રા, પુનર્વસુ ત્રણુ પોર;
કા, છા, ઘા, મૈથુન કહો, પશ્ચિમ દિશ છે ઠોર. ૧૫
પુનર્વસુનો એક પોર, પખ અસ્લેષા જાણુ;
ડા, હા, કરક ચંદર ગણો, ઉત્તરમાં ઘર માણુ. ૧૬
મઘા પુર્વા ફાલગુન, ઉતરાફા. એક પાય;
સિંહ ચંદ્ર મા, ઠા, વરણુ, ભુવન પુર્વમાં ભાય ૧૭
ઉત્રા ફા. ત્રણુ જામ ગણુ, હસ્ત ચિત્રા બે જામ;
પા, ૨, ણુ, કન્યા ચંદ્ર છે, તેનું દક્ષિણુ ધામ. ૧૮
અર્ધ ચીતરા સ્વાતી અંત, પાવ ત્રણુ વિશાખ;
ચંદ્ર તુલા રા, તા, વરણ, ગ્રહ પશ્ચિમમાં ભાખ. ૧૯
વદ એક પોર વિશાખનો, અનુરાધા ને જેષ્ટ;
ના, યો વૃશ્ચિક શોમ છે, ઘર ઉત્તરમાં શ્રેષ્ટ. ૨૦
મુળ પુરવાષાઢા વળી, ઉતરાષાઢ એક જામ;
ભા, ધા, ફા, ઢા, વર્ણ છે ધન્ય પુરવમાં ધામ. ૨૧
ત્રણુ પાય ઉત્રસાઢના, શ્રવણુ ધનિષ્ટા આધ;
ખા, જા, મકર ચંદ્ર શુભ, દક્ષિણ ભુવન સાધ. ૨૨
અર્ધ ધનીષ્ટ સત તારિકા, પુર્વ ભાદ્ર ત્રણુ પેર;
કુંભ ચંદ્ર ગો, શા, કહો, પશ્ચિમ દિશાયે ઘેર. ૨૩
પુર્વાભાદ્રપદ એક પોર, ઉત્રા રેવતી હોય;
દા, ચા, જા, થા, મીન છે, ચંદ્ર ઉતરમાં જોય. ૨૪
જન્મ સમયના નક્ષત્રને, દેખી લીયો સુજાન;
વર્ણ વિશોકી નામ ધરો. તેમાં ભેદ ન માન. ૨૫

જેનો જન્મજ મુળમાં, મુજો મુળી માન;
જેષ્ટ હોયે જન્મ તો, જેઠો જેઠી જાણ. ૨૬
સનમુખ ચંદર લાભ દે, દક્ષિણમાં સુખદાય;
વામે કષ્ટ મૃત્યુ પૃષ્ટમાં, તેમાં ગામ ન જાય. ૨૭

## રાશીના ગુરૂ દોહા.

રવિ સીંહે શોમે કરક, મંગળ વૃશ્ચિક મેષ;
બુધ મેથુન કન્યા વદો, છે એ ગુરૂ હમેશ. ૨૮
ગુરૂ ધનને મીનના, શુક્ર વરખે તુલ;
શનિ મકર કુંભના, ગુરૂ એજ અણુલ. ૨૯

## આકાશ પાતાળ ચંદ્રમાના સ્થાન સવૈયા.

મેષ વરખ મિથુન અરણ્યમાં, કર્ક કન્યા સિંહ ગામ રહાવે;
કહે હંસરાજ વૃશ્ચિક તુલા ધન, ચંદનું થાન આકાશ બતાવે.
મકર કુંભને મીન પતાલમાં, ગામ ગયે વન દુઃખ ઉપાવે;
ગામ સુખં ધન લાભ આકાશમાં, જોષી તલં ધન નાશ કહાવે. ૩૦

## અથ સિદ્ધિ અમૃત સિદ્ધ મૃત્યુ યમઘંટ જોવાની વિગત.

મુળ હસ્ત અનુરાધ મઘા, રવિવાર જો હોય;
સિદ્ધિ વિપુળ સિદ્ધિ મૃત્યુ યોગ, યમઘંટ અનુક્રમ જોય. ૩૧
સોમ શ્રવણ મૃગસીર ગણુ, ઉતરાષાઢ વીશાખ;
હોયે ઘડીકા જેટલી, પુર્વ જોમ ત્યાં ભાખ્ય. ૩૨
મંગળ ઉતરા ફાલગુની, અશ્વનીને સત તાર;
નીશ્ચે આર્દ્રા નક્ષત્રથી, પ્રથમ યોગ ત્યાં ધાર. ૩૩
બુધ કૃતીકા અનુરાધ કહી, અશ્વનીને મૂળ;
સીધી અમૃત સીધી શુભ છે, મૃત્યુ યમ દુઃખ મુળ. ૩૪
ગુરૂ પનર વખ પખ જો મૃગસીર કૃતીકા જાણ;

શુભમાં શુભ કામજ કરો, અશુભે છે દુઃખ ખાંણુ. ૩૫
શુકર પુરવા ફાલગુની, રેવતી અસલેખા હોય;
હંસરાજ રોહણુ સહીત, જોગ પુર્વનો જોય. ૩૬
શની સ્વાતીને રોહણી, હસ્ત નક્ષત્ર એ વાર;
લગન જન્મ વીદેશ ગમન મૃત્યુ યમમાં નહી સાર. ૩૭

## નક્ષેત્રનાં વાહન જોવાનો વિચાર દોહા.

જે દી બદલે મહા નક્ષેત્ર, ત્યાંથી ગણુતે જાય;
તે દીનના દીન નક્ષેત્ર લગ, સંખ્યાને ચીત ચાય. ૩૮
થાયે સંખ્યા જેટલી, તેને નવથી ભાગ્ય;
વધે સંખ્યા શેશ જે, જોતીષને મતરાગ્ય. ૩૯
એક વધે તો અશ્વ ગણુ, જંબુક બેથી જાણુ;
મેડક ત્રણ પંચ મેઅર ભણ. ચાર ઘેટો પ્રમાણુ ૪૦
સાત મહીશ ખટ ઉંદરા, ગર્ધવ આઠમા ધાર;
નને વધે તો દીરદ સદા, વાહન ભેદ વીચાર. ૪૧

## અથ પનોતીના પાયા જોવાનો વીચાર.

નીજ રાશીથી આઠમો, વળી ચોથો શની હોય;
નાની પનોતી હોય છે, કહું જોતીષ મત જોય. ૪૨
દ્વાદશ શનીએ સીરપરે, પ્રથમ શનીએ ઉર;
બીજે પનોતી પગ વીશે સાડસતી અતી ક્રુર. ૪૩
શની બદલે જે દીનમાં, ચંદ્ર રાશીનો દેખ;
નીજથી ચંદ્ર હોય જેટલે, પાય શુભાશુભ પેખ. ૪૪
રૂપુ નવ પંચ બાવીશે, એક છો અગીયાર રેહેમ;
તામ્ર સાત દશ ત્રણમાં, બીજા લોહ નહી એમ. ૪૫

## સારા ખોટા ગ્રહનો વિચાર.

સારા બુરા ગ્રહ તણી, રીતી કહી બતાય;
હંસરાજ નીજ રાશીથી, ગણુતી ભેદ ગણાય. ૪૬
ત્રણુ ચારને એક કહી, શુભ સૂર્ય સમઝાય;
ધન જસ માન કામ સિદ્ધિ, સુખ પ્રજ પુન્ય સદાય. ૪૭
એક ત્રણુ છઃ સાત ગણુ, એકાદશ શુભ સાર;
ચંદ્ર એટલા સુખદાય છે, પંડીત કરો વિચાર. ૪૮
બે પાંચ અને નવ કહો, ચંદ્ર શિતમાં સુખકાર;
ચાર આઠ ખટ શ્રેષ્ઠ છે, કૃસ્ન પક્ષમાં ધાર. ૪૯
ત્રણુ છઃ અગ્યાર ગણુ, શુભ મંગળ તે સોય;
બીજા સરવ દુઃખદાય છે, જાણો બુદ્ધિ જન જોય. ૫૦
ત્રણુ ચાર અને આઠ છ, દસ તેમાં અગ્યાર;
એટલા બુધને શ્રેષ્ઠ ગણો બીજા નેષ્ઠ વીચાર. ૫૧
બે પાંચને સાત નવ, સુર ગુરૂ અગ્યાર શ્રેષ્ઠ;
બીજા કહે હંસરાજ કવી, સમજી લેજો નેષ્ઠ. ૫૨
એક બે વળી ત્રણુ ગણો, પાંચ આઠ લે ધાર;
બાર એકાદસ શુક્ર શુભ. બીજા કનીષ્ટ વીચાર. ૫૩
ત્રણુ છો અગ્યાર દસ, શની શુભ એ જાણુ;
બીજા સર્વે નેષ્ટ છે, ઉપજાવત દુઃખ ખાણુ. ૫૪
એક ત્રણુ છો નવ ગણો, દસ એકાદસ જોય;
એટલા રાહુ શ્રેષ્ટ છે, બીજા પીડા કર હોય. ૫૫
રાહુ કેતુ ફળ વીશે સમજી બીગો સમાન;
રાહુથી ઘર સાતમુ, કેતુનું ઘર માન. ૫૬
રવી માસ એક રાસીપર, દીન સવા બે ચંદ;
મંગળ તે દોઢ માસ છે, બુધ એક માસ કવીંદ. ૫૭
ગુરૂ ત્રીયોદસ માસ ગણો, શુક્ર એક માસ વીચાર;

બીસ માસ દેવે શની, રાહુ માસ અઢાર. ૫૮
કેતુ અઢારજ માસ કહો, ભોગત બારે રાસ;
હંસરાજ ગ્રંથ દેખીને, વદીયો ગૃહ વિલાસ. ૫૯

## દીન દશા જોવાની રીત દોહા.

દીન દશાની રીતીનો, કહું છું ભેદ બતાય;
હંસરાજ જોતીશથી, સરવ બાત સમજાય. ૬૦
સુર્ય હોય જેહી રાસીનો, તેને દી વીસ પર્યંત;
દશા સુર્યની હોય છે, કવી જોતીશ કહંત. ૬૧
ફેરથી ત્રીજા સુર્યના, દીવસ થાય દસ ગત;
ત્યાં સુધી દશા ચંદ્રની, દીન પચાસ ભોગંત. ૬૨
વળી ચોથા સુર્ય તણા, વીતી જાય દિન આઠ;
ત્યાં સુધી દશા ભોમની, ભોગવે દીન ત્રીશ આઠ. ૬૩
બીજથી છઠા સુર્યના, વીતી જાય દીન ચાર;
બુધ દશા દીન છપનની, ભોગે સુખ ભંડાર. ૬૪
જયારે સાતમા સુર્યના, દીવસ દસ ગત થાય;
શની દશા ત્યાં સુધીમાં, દીન છત્રીશ કહેવાય. ૬૫
નવમા સુર્યના આઠ દી, જાયે વીતી હવીસ;
દીન અઠાવન ગુરૂ દશા, કહે છે તે જોતીસ. ૬૬
દસમા સુર્યના આપથી, વીસ દીન જાય વીત;
તે બેતાળીસ દીવસ લગ, ભોગે રાહુ ખચીત. ૬૭
દસમા સુર્યના દીવસ દસ, અગ્યારહ બારહ સોત;
દીન સીતેરની શુક્ર દશા, ભોગે કરન ઉદોત. ૬૮
એક એક રાસી ઉપરે, રવી રહે એક માસ;
પ્રશ્નો મનુષની રાસીથી એક એ ગણો હુલાસ. ૬૯

રવી હોય જે રાસીનો, તે સંક્રાંતી જાણ;
ચંદ્ર બુધ ગુરૂ શુક્ર શુભ, બીજા મંદ પ્રમાણ. ૭૦

## રાસીઓની જાતી વિચાર દોહા.

કર્ક વૃશ્ચિક મીન બ્રહ્મ છે, ક્ષત્રી મેષ સીંહ ધન્ય;
વૈસ્ય વરખ કન્યા મકર, શુદ્ર તુલ કુંભ મીથુન. ૭૧
મેષ વરખ વૃશ્ચિક સીંહ, પશુ વનચર પ્રમાણ;
મીથુન તુલા કન્યાજ ધન, કુંભ મનુષ્ય છે જાણ. ૭૨
મકર કર્ક મીન ગણુ, તે જળચર સમજાય;
શુભ મેળાપે સુખ વધે, પશવાદી દુઃખ થાય. ૭૩

## રાસીઓને સામસામી લેણું જોવાનો વીચાર.

સમ પ્રીતી ખટ અષ્ટમુ, બીજું બેયા બાર;
સારાં ખોટાં નવ પંચકાં, કહું ભેદ વીસ્તાર. ૭૪
એક સાતમાં પ્રીતી સમ, જેને ચાહે દેવ;
હંસરાજ સુખદાય છે, તેમાં નહી કાંઈ ભેવ. ૭૫
બેય નામ એક રાસીપર, અને સાત સાત હોય;
તેને સમ પ્રીતી કહે, જોતીશ ગ્રંથમાં જોય. ૭૬
મીન સીંહ તુલા વરખ, મીથુન મકર જાણ;
વ્રશ્ચિક મેષ તે શ્રેષ્ટ છે, સડા અષ્ટમું માન. ૭૭

## સારૂ બીયાબારૂ દોહા.

મીન મેષ કુંભ મકરને, વરખ મીથુન વીચાર;
વ્રશ્ચિક ધન્ય કન્યા તુલા, શ્રેષ્ટ કરક સીંહ ધાર. ૭૮

### અથ નવ પંચક.

મેષ સીંહ કન્યા વરખ, મીથુન તુલા જાણ;
કર્ક વૃશ્ચિક સીંહ ધન્ય ગણો, તુલા કુંભ પ્રમાણ. ૭૯

ધન્ય મેખને વેરખ મકર, મીન કરક સમજાય;
નવ પંચક એ મધ્યમ છે, પ્રીતી સમાન કેવાય. ૮૦
સમ પ્રીતી દસ ચારમાં, તેમાં નહી કાંઇ દુઃખ;
હંસરાજ જોતીશ મતે, સદા રહતહે સુખ. ૮૧

**ચંદ્ર વાર તીથી માસ પોર ઘાતીક વિચાર.**

કાર્તીક છઠ એકાદસી, એકમ મઘા રવીવાર;
પ્રથમ પોર ચંદ્ર પ્રથમનો, મેખને ઘાતીક ધાંર. ૮૨
માગશર પુનમ પંચમી, દસમી હસ્ત શની જાણુ;
ચોથો પોર ચંદ્ર પાંચમો, વૃશભ ઘાતકી માન. ૮૩
બીજ બારસ સાતમ વદાં, શ્વાત અશાઢજ ચંદ્ર;
પ્રથમ ચંદ્ર ત્રીજો પહર, મીશુન રાશીને મંદ. ૮૪
પોશ બાંરસ બીજ સપ્તમી, અનુરાધા બુધવાર;
પોર પેલો બીજો ચંદર, કર્ક રાશી દુઃખકાર. ૮૫
ત્રીજ આઠમ ત્રીયોદસી; જેઠ માસ શની મૂળ;
મુખ્ય જામ ચંદર છઠો, સીંહ રાશી દુઃખફૂળ. ૮૬
પુનમ દશમને પંચમી, શ્રવણ ભાદ્ર શનીવાર;
દસમો ચંદ્ર પેલો પહર, કન્યાને ક્ષયકાર. ૮૭
ચોથ નોમ ચૌદશ ગણો, માઘ ગુરૂ સત તાર;
પોર ચોથો ચંદર ત્રીજો, ઘાતકી તુલા ધાર. ૮૮
એકમ છઠ એકાદસી, શુક્રવાર ચંદ્ર સાત;
આસો મુખ્ય પોર રેવતી, વૃશ્ચિકને એ ઘાત. ૮૯
તીથી તેરશ ત્રીજ અષ્ટમી, ચાર ચંદ્ર એક જામ;
શ્રાવણ ભરણી શુક્ર તે, ધન્ય રાસી દુખધામ. ૯૦
નોમ ચોથ પુની ચતુર્દસી, કુજ રોહણ વૈશાખ;
ચોથો પોર ચંદ્ર આઠમો, મકર ઘાતકી ભાખ. ૯૧

ગુરૂ ત્રીજ આઠમ તેરશ, ચૈતર માસ પોર તીન;
આડદ્રા ચંદ્ર અગ્યારમો, કરત કુંભને છીન. ૯૨
દસમ પુનમ તીથી પંચમી, અશલેખા ગુરૂવાર;
ચાર પોર ફાગણ મીનને, ઘાતીક ચંદર બાર. ૯૩
માસ તીથી નક્ષત્ર વળી, વાર ચંદ્ર અને જામ;
હંસરાજ ભેદ તે તણો, કીધો પ્રગટ તમામ. ૯૪
એ સબ ઘાતીક મંદ છે, તેમાં અતી મંદ ચંદ;
નીશ્ચે ચંદ બચાવીને, કરીયે કાજ કરીંદ. ૯૫
અબ કુછુ નારી વરગને, ઘાતીક ચંદ્ર બતાય;
હંસ કવી મેષ રાસીથી, અનુક્રમે સમજાય. ૯૬
એક આઠ સાત નવ છ, ત્રણ ચાર બે દશ;
અગીયાર પાંચ બારત્રીય જાતને, ઘાતીક ચંદ્ર કવીશ. ૯૭

## ચંદ્ર જોવાનો વીચાર.

ચંદ્ર એક દીશા વીશે, રહે સવાદોય દીન;
તે સવાબે દીવસમાં, આઠ દીશ ફરે પ્રવીન. ૯૮
સતર ઘડી દીશી પુર્વમાં, પનર અગ્ની માન;
ઘડી અગીયાર દક્ષીણે, સોળક નૈરૂત જાન. ૯૯
અઢાર ઘડી પશ્ચીમમાં, ઓગણી વાયુ આણ;
ઘડી પનર ઉતરમાં, ચૌદ ઘડી ઇશાન. ૧૦૦
ચંદ્ર થાન જે દીશા વીશે, દીવસ સવાબે હોય;
તે દીશીથી જમણી તરફ, ફરે અનુક્રમ જોય. ૧૦૧
થાન દીશા ઘડી ભોગવી, ફરે જમણી કોર;
સઉ દશાએ ફરી ફરી, પછીથી બદલે ઠોર. ૧૦૨

## સુર્ય જોવાની રીત.

અંત પોર રાત્રી તણો, દીનો પેલો જાંમ;
સુરજ રહે છે પુર્વમાં, ફરી દક્ષીણ બે જાંમ. ૧૦૩
દીવસનો છેલો પોહોર. આદીત રાત્રીનો જાંમ;
પશ્ચીમ દીશામાં જાણીએ, ત્યાં લગી સુરજ ધામ. ૧૦૪
વળી વીચારો રાત્રીનો, બીજે ત્રીજે જાંમ;
સુર્ય થાન ઉત્તર દીશે, કહે છે કવી તમામ. ૧૦૫
વીદેશ ગમનના સમયમાં, શ્રેષ્ટ જમણો વાંમ;
કરત પ્રવેશ કોઇ ઠામમાં, અગ્રપ્રષ્ટ અભીરંમ. ૧૦૬

## રાહુ જોવાનો વીચાર.

રાહુ એક દીશા વીશે, દોઢ કલાકજ જાણુ;
દીવસ અને રાત્રી તણી, રીતી એક પ્રમાણુ. ૧૦૭
પુર્વ વાવ્ય દક્ષોણ કહો, ઇશાન પશ્ચિમ જોય;
અગ્ની ઉત્તર નૈરૂત ગણો, થાન રાહુ ક્રમ હોય. ૧૦૮
ગામ જવાના સમયમાં, છે શુભ જમણો રાહુ;
પાછળી તે સુખદાય છે, કરત પંડીત સરાહ. ૧૦૯

## શુકન વીધી.

જળ ભરી આવત જે ત્રીયા, તથા કટીમાં બાળ;
તે શુકન લઇ ચાલીએ કામ હોય તતકાળ. ૧૧૦

મનહર. બ્રાહ્મણ સમુહ ગાય, ફળ ફુલ દુધ મોતી,
માણેકને રત્ન વેશા, દહી જો વીચારીએ;
હાથી ઘોડો છત્ર મીન ઢાલ ધુમા વીના આગ્ય,
તરવાર માંસ દારૂ બંધુક નીહારીએ.
કટારી કન્યકા મૃગ નોળીઓને ચાસ મોર,
સીયા વા વાજીંત્ર શુભ વાણીને ઉચારીએ;

ચંભર રજક બીએ સુકાં વસ્ત્ર આવતજ,
હંસરાજ એ શુકનમાં કામ શુભ ધારીએ. ૧૧૧

મનહર. કાષ્ટ ચર્મ ઘાસ નામ ધુવાડા સહીત આગ,
વાંઝ ત્રીયા છાલા શત્રુ વઢતાં નીહારીએ;
એદી ખીના ત્રીયા છાશ તેલને લગાયે નરં
ઓખદ લગાયે નર વેડથી વીચારીએ.
કાદવને ભીનાં વસ્ત્ર ઔખધ લગાયે નર,
ફકીર વેરાગી જોગી આવતજ ટારીએ;
પુરૂષ હરામ ખોર ચીત ફીરે મનુષજ,
હંસરાજ કહે અપશુકન એ ધારીએ. ૧૧૨

મનહર. ક્ષય વ્રદ્ધ તીથી મુખ્ય ભાગ્ય અર્ધ પરીઘનો,
વૃષ્ટિ વધ્ધિક યોગ વતીપાત જાણીએ;
કૃષ્ન પક્ષ તેરસથી એકમ સુધી ચાર દીન,
માત પીતા સવત્સર દીવસ પ્રમાણીએ;
દીન રાત બપોરની આદ અંત્ય દશ પળ,
માસજ અધીક ક્ષય માસ તે પ્રમાણીએ.
જયાં સુધી હોય અસ્ત ગુરૂ અને શુક્ર તણો;
હંસરાજ શુભ કાજ તેમાં ન વખાણીએ. ૧૧૩

દોહા. ત્રણ ઘડી વીશ કુંભની, વ્યાઘાતની નવ જોય;
પંચ ઘડી સુળ યોગની, નવ વજરની હોય. ૧૧૪
ગંડ અતી ગંડ ખટ ઘડી, સરવ પ્રથમની ધાર;
ચાર આઠ ચંદ્ર બારમો, ઘાતીક ચંદ્ર વીચાર. ૧૧૫
સુતક જન્મ ને મરણનું, ગુરૂ હોય સીંહ રાસ;
હંસરાજ શુભ કામમાં, વેગે કરત વીનાશ. ૧૧૬

ઉંતરા અશાઢા અંતનો, ચોથો અંશ પ્રમાણ;
શ્રવણની ચત્ર ઘડી સુધી, અભે જીત છે જાણ. ૧૧૭
આડદ્રાદીક નક્ષેત્ર દશ, નારી સંગના જાણ;
ત્રણ નક્ષેત્ર વીશાખથી, નામ નપુસક માન. ૧૧૮
સુળથી મ્રગશર સુધી, પુરૂષ નામ કહાય;
સ્ત્રી પુરૂષ મેળાપમાં, વરસા બહોતજ થાય. ૧૧૯
નારી અને નપુસકે, વૃષ્ટિ થોડી હોય;
બંને ત્રીયા મેઘ છાંય છે, નર એ મેઘ ન જોય. ૧૨૦
વાર અને તીથી મળી, સંખ્યા તેરની થાય;
કરક યોગ ત્યાં થાય છે, રવી અનુક્રમ ગણાય. ૧૨૧
એકમ છઠ એકાદસી, નંદા તીથી નાંમ;
બીજ બારસ સાતમ વળી, ભદ્રા કહત તમામ. ૧૨૨
ત્રીજ આઠમ ત્રીયોદશી, જયા સંગમાં જોય;
ચોથ નોમને ચત્રદસી, કહે રીગતા સબ કોય. ૧૨૩
પુનમ દશમ ને પંચમી, પુર્ણા કહત પ્રમાણ;
સીઘ્ર બોધ ગ્રંથ જોઇને, કરીયો હંસ વખાણ. ૧૨૪
નંદા તે રવી ભોમમાં, ભ્રગુ સોમ ભદ્રા હોય;
બુધ જયા રીગત ગુરૂ, શની પુર્ણા તીથા જોય. ૧૨૫
એ તીથી એ વારમાં, મ્રત્યુગ યોગ કહાય;
શુભ કામને ત્યાગીયે, જોતીષે દેત બતાય. ૧૨૬
શુક્રવાર નંદા તીથી, બુધે ભદ્રા જાણ;
મંગળ જયા રીગતા શની, ગુરૂ પુર્ણા તીથી માન. ૧૨૭
એ સબ તીથીએ વારમાં, આવે જો હંસરાજ;
સીદ્ધી યોગ તો થાય છે, સીઘ્ર કરો શુભ કાજ, ૧૨૮
પુર્વાશાઢા પુનર્વસુ, પુષ્ય રોહણ મ્રગસીર;

અવણુ ઉતરા ફાલ્ગુની, ધનીષ્ટ મુળ સધીર. ૧૨૯
શ્રવણુ ઉતરા ફાલગુની, ધનીષ્ટ મુળ સધીર.
હસ્ત ચીતરા સ્વાત અશ્વની, રેવતી ને સતતાર;
અનુરાધા વાસ્તુ વિષે, શુભ નક્ષેત્ર એ ધાર. ૧૩૦
સીંહ કરક કુંભ વૃષભ, મકર મીથુન ગણાય;
એટલાં લગ્ન શુભ છે, વાસ્તુમાં સુખદાય. ૧૩૧
શ્રાવણુ કારતક વૈશાખ, ફાગણુ માગશર જાણુ;
રવી મંગળને ત્યાગીને, વાસ્તુ દીન પ્રમાણ. ૧૩૨
ત્રય પુરવા ત્રય ઉતરા. રેવતી ધનીષ્ટ જેષ્ટ;
મુળ શ્વાત અનુરાધ કહી મૃગસીર રોહણુ શ્રેષ્ટ. ૧૩૩
સોમ રવી ગુરૂ વારમાં, સ્નાન પ્રસુતી નાર;
સત્ય કહે હંસરાજ કવી, ચોઘડીયુ શુભ ધાર. ૧૩૪
છઠી નવમી સપ્તમી, ત્રીજ પ્રતીપદ હોય;
પ્રસ્તુતીના સ્નાનમાં, ત્યાગહુ તીથી સોય. ૧૩૫
અમાસ આઠમ પુર્ણુમા, ચત્રદશી રવીવાર;
ત્રણુ ઉતરા અને ચીત્રા, શ્રવણુ રોહણી ધાર. ૧૩૬
એટલા દીવસને વીશે, પશુ ન વેચો કોય;
હંસરાજ પંડીત કહે, સીગ્ર બુધને જોય. ૧૩૭
વીશાખા પુનરવસુ, રોહણી ઉતરા તીન;
નોમ ચઉદસને આઠમે, પશુ ન લીયે પ્રવીન. ૧૩૮
પુરવા ત્રણુ અનુરાધ મુળ, જેષ્ટ ધનીષ્ટા જોય.
રેવતી પુષ પુનર્વસુ, પશુ લીજે દીન જોય. ૧૩૯
અનુરાધા હસ્ત ચીત્રા સ્વાત પુનર્વસુ જેષ્ટ;
રેવતી શ્રવણુને અશ્વની, નક્ષેત્ર એટલા શ્રેષ્ટ. ૧૪૦
ગુરૂ શુક્ર બુધ સોમ ગણ, શુભ ચોઘડીયુ દેખ;
બાળ ભણાવા મોકલો, લાભ અતીશે લેખ. ૧૪૧

મીન મેષના સુર્યમાં, રૂતુ વસંત ભણાય;
વરખ મીથુનના સુર્યમાં, ગ્રીષમ રૂતુ ગણાય. ૧૪૨
કરક સીંહના રવી વીષે, વરખા રૂતુ વરતાય;
કન્યા તોળાના સુર્યથી, શરદ રૂતુ સમઝાય. ૧૪૩
વ્રશ્ચિક ધન્ય હીમત વદો, મકર કુંભ શશીર;
જોતીષ મતથી હંસરાજ, સમજો બુધી સધીર. ૧૪૪

## અભેજીત જોવાની વીગત.

વીશ સોળ પનર ચૌદ, તેર બાર ને બાર;
એટલા આંગળ લાકડી, રવીથી અનુક્રમ ધાર. ૧૪૫
એ પહોરના સમયમાં, લાકડી છાંયા દેખ;
છાંય આવે જો મુળમાં, અભેજીત છે લેખ. ૧૪૬
તીથી તેમજ વારની, સંખ્યા અષ્ટ કહેવાય;
કુલીક યોગ ત્યાં થાય છે, શુભમાં તજો સદાય. ૧૪૭
અ, વરગ તે ગરૂડ છે, ક, બીલાડો માન;
ચ, વરગ સોય સીંહ છે, ટ, વરગ તે શ્વાન. ૧૪૮
ત, થ, દ, ધ, સર્પ ગણુ, પ, મુસક તું ધાર;
ય, ર, જાતી મરગની, સ, ઘેટા નીરધાર. ૧૪૯
ગરૂડ સરપને વેર છે, બીલી ઉંદર જાણ;
સીંહ મૃગને શત્રુતા, ઘેટા વેરીજ શ્વાન, ૧૫૦
સુદ ચૈતર એકમે, નક્ષત્ર રેવતી જોય;
થંભ પ્રથમ એ વરસનો, જળ વૃષ્ટી બહુ હોય. ૧૫૧
વૈશાક સુદી પ્રતીપદા, ભરણી જો ભરપુર;
શ્વાસ અતીશે ઉપજે, થંભ બીજો સુખ મુર. ૧૫૨
જેષ્ટ સુદ એકમ દીને, જો હોયે મૃગસીર;
ત્રીજો થંભ એ માનીએ, સુખમય વહે સમીર; ૧૫૩

અશાડ સુદી અષ્ટમે, પુનરવસુને ધાર;
ચોથો થંભ એ સાલનો, ઉપજે અન્ન અપાર. ૧૫૪
એ ચારજ થંભમાં, તુન્ય હોય જો કોય;
તેહ વસ્તુ ન નીપજે, સમજો બુદ્ધી જન સોય. ૧૫૫

મનહર.

અશ્વની ભરણી અને કૃતીકા રોહણી ગણો,
મૃગસીર આડદ્રાને પુનર્વસુ માનીએ;
પુષ્યને અશલેખા મઘા પુરવા ફાલગુની,
ઉતરા ફાલગુની હસ્ત ચીત્રા પ્રમાણીએ.
સ્વાતી વીશાખા અનુરાધા જેષ્ટા મુળ તેમજ,
પુર્વાશાઢા ઉત્રાશાઢા નક્ષેત્ર એ જાણીએ;
શ્રવણ ધનીષ્ટા સતભેષા પુરવા ભાદ્રપદ,
ઉત્રા ભાદ્રપદ રેવતી પ્રીતે વખાણીએ. ૧૫૬

દોહા.

છેલ્લાં નક્ષત્ર પાંચ જે, પંચક એ પરમાણ;
અશુભ કામ ન આદરો, જોતીશ મતથી જાણ. ૧૫૭
વીશાખા ને અનુરાધા, જેષ્ટા નક્ષત્ર જાણ;
વીછુડો એને વદે, કરતા શુભમાં હાણ. ૧૫૮
અશ્વની ભરણી કૃતીકા, આડદ્રા અસલેખ;
પુનર્વસુ પુષ્ય મઘા, પુર્વાશાઢા પેખ. ૧૫૯
ઉત્રાસાઢા રેવતી, શ્રવણ ધનીષ્ટા ધાર;
અનુરાધા એ નક્ષત્રો, ચંદ્ર તણા વીચાર. ૧૬૦
ચંદ્ર ચંદ્રમાં પવન બહુ, સુર ચંદ વરષા થાય;
સુર્ય સુર્ય વરસે નહી જોતીપથી સમજાય. ૧૬૧

મનહર.

વીસ્કંભ પ્રીતી આયુષ્માન સૌભાગ્યને શોભન,
અતી ગંડ સુકર્મા ધ્રતી સુલ પ્રમાણીએ;
ગંડ વૃદ્ધિ ધ્રુવ વ્યાધાત હરષણુ વર્જ સીધી,
વતીપાત વરીયાંન પરીગ વખાણીયે.
સીવ સીધ આધ્ય શુભ શુકલ અને બ્રહ્મા,
ઈંદ્રિ ને વધ્રતી યોગ, સતાવીસ જાણીએ;
કવી હંસરાજ કહે પોતા તણા નામ તુલ્ય,
આપે છે તે ફળ એજ દ્રઢ કરી માનીએ. ૧૬૨

જોતીષ વિચાર સંપુર્ણ.

ૐ ૐ ૐ



# શ્રીયુત્ પટેલ મનોરભાઇ ફુલાભાઇની ઔદાર્ય પ્રશંસા.

દોહા.

પટેલ કુળમાં પ્રાક્રમી, ઉત્તમ બુદ્ધિ અમીન;
ભાગ્યવંત મનોરભાઇ, પૂરણ કલા પ્રવીણ. ૧

પવિત્ર ફુલાભાઇ પિતા, દીલ દયા દરસાય;
ભગવત કીયાથી મનોરભાઈ, સુખી રહો સદાય. ૨

લાયક લેવા વંશમાં, નિશ્ચે ફુલાભાઈ નંદ;
મન મોટે મનોરભાઇ, બંકો બુદ્ધિ બિલંદ. ૩

પરોપકારી પેખીયા, ભલા મનોરભાઇ;
ઇશ્વરી આપો અખંડ સુખ, સંપત્તી યુક્ત સદાઇ. ૪

ૐ શાંતિ ! શાંતિ ! ! શુભં ભવતુ ! ! !

